કહી શકાય કે સાચો બ્રાહ્મણ અને ખરો કેળવણીકાર એ બે પદો યુગભેદનાં સૂચકમાત્ર છે; બન્નેનું તાત્પર્ય કે હાર્દ તો એક જ છે.

કેળવણીનું ક્ષેત્ર વિશાળ છે. એની વિવિધતા પણ નાનીસૂની નથી. તેથી એ ક્ષેત્રમાં કામ કરનાર કે એને વરેલા એવા કેળવણીકારો પણ અનેક અને અનેકવિધ હોવાના જ. યુગભેદે પણ એનું બાહ્ય સ્વરૂપ કાંઈક ને કાંઈક જુદું પડવાનું એટલે કેળવણીકારોમાં પણ તારતમ્ય હોય જ. તળાવ, ટાંકું અને કુદરતી ફૂટતું ઝરણું એ ત્રણે પાણીના સ્થાન ખરાં; પણ તેમાં અંતર છે. તળાવમાં પાણીનો જથ્થો વધારે હોય તે ખરું, પણ તેનો આધાર બહારની આવક ઉપર છે. ટાંકામાં જળસંગ્રહ હોય તે બહારના ભરણા ઉપર અવલમ્બિત છે; જ્યારે કુદરતી રીતે ફૂટતા અને વહેતા ઝરણાની વાત સાવ જુદી છે. એ ઝરણું નાનુંમોટું કે વેગીલું અગર મંદ હોઈ શકે, પણ તેની ધારા અવિચ્છિન્ન વહેવાની અને તેમાં નવું નવું પાણી આવ્યે જ જવાનું. માત્ર બહારની આવક ઉપર એનો આધાર નથી. એનો આધાર પેટાળની શક્તિ ઉપર છે. એવા જ અખંડ ઝરણાને શાસ્ત્રોમાં ચિરોદક તરીકે ઓળખાવેલ છે; ચાલુ ભાષામાં જેને આપણે સેર, સરવાણી કે નવાણ કહીએ છીએ. કેળવણીકારોનાં પણ કાંઈક આવા પ્રકારો છે. કેટલાક કેળવણીકારો સરોવર જેવા હોય; વળી કોઈ કોઈ ટાંકા જેવા પણ હોય; પરંતુ એમનો જ્ઞાનસંગ્રહ અને કેળવણીગત વિચારો મોટે ભાગે વાંચનની વિશાળતા અને બહિર્લક્ષી અનુકરણને આભારી હોય છે. તેથી જ એવા કેળવણીકારો વાચન, વિચાર અને કલ્પનાથી સમૃદ્ધ હોય તોય આગવી અંદરની જોઈની સૂઝને અભાવે કાં તો ચાલેલે ચીલે ચાલે છે, અને બહુ તો બીજાનું જોઈ જોઈ કેટલેક ઉપરનો ફેરફાર કરે છે. એવા કેળવણીકારોમાં ધરમૂળથી ફેરફાર કરવાની સૂઝ ભાગ્યે જ હોય છે, અને કાંઈક હોય તોય તેઓ એક કે બીજે કારણે કેળવણીના ખોખામાં,

એની પદ્ધતિમાં અને એના સ્વરૂપમાં મૌલિક ફેરફાર કરવાની હિંમત ભાગ્યે જ દાખવી શકે છે. તેથી જ આપણે જોઈએ છીએ કે મોટા મનાતા કેટલાય કેળવણીકારો ચાલુ પદ્ધતિની ટીકા પોતે જ કરતા હોય છે; અને કેળવણીખાતાના કેટલાય અગ્રણીઓ ચાલુ પદ્ધતિની ત્રુટિઓ વર્ણવે છે, છતાં તેમાનો કોઈ નવો માર્ગ શોધતો કે સ્થાપતો નથી; અને એ જ આડંબરી, ખર્ચાળ, તોતિંગ તંત્રોની ગુલામી ચાલુ રહે છે. સાચા કેળવણીકારનું કાઠું જુદું જ હોય છે તેને જ્યારે અને જે ક્ષણે પોતાના તંત્રમાં ખામી અને એબ દેખાય ત્યારે અને તેજ ક્ષણે એ અકળાઈ ઉઠે છે અને તેમાથી કોઈક ને કોઈક નવો માર્ગ શોધ્યા વિના એ જંપતો જ નથી. એવો કેળવણીકાર કોઈ એક જ ચિલાનો કે એક જ પ્રકારના અનુકરણનો અવિચારી દાસ રહી શકતો નથી. તેની સ્વાભાવિક પ્રજ્ઞા અને સહજ સૂઝ એને વધારે અને વધારે લોકહિતાવહ કેળવણીની દિશા શોધવા, એના અખતરા કરવા અને એમા આવી પડતાં બધા જ જોખમો સામે ટટાર ઊભવાની પ્રેરણા આપ્યા જ કરે છે. આવો જે કોઈ કેળવણીકાર હોય તેને સાચા કેળવણીકાર તરીકે ઓળખીએ એ આવશ્યક છે. અને એ જે નવા ચીલાઓ પાડે તે લાંબા વખત લગી બહુ ઉપયોગી પણ રહે છે.

આ સ્થળે વયોવૃદ્ધ અને વિદ્યાવૃદ્ધ પ્રા. બ. ક. ઠા. ના 'પચોતેરમે' નામના વ્યાખ્યાનસંગ્રહમાથી થોડીક અતિ મહત્ત્વની પંક્તિઓ ઉતારું છું, જે મારા વક્તવ્યનું સ્પષ્ટ ભાષ્ય બની રહે છે. "પેઢી ઉપર પેઢી, ન જાને કેટકેટલી, જૂની ઘરેડોને વળગી રહેવામાં શ્રેયસ્સર્વસ્વ માને-મનાવે છે, જન્મે છે, નવી પેઢીને ઉછેરે છે, નથી ઉછેરતી ને પોતે મરી જાય છે, જન્મે છે ને મરે છે. પરંતુ એમાં કોઈ કોઈ બુદ્ધિપ્રધાન જીવ પોતાની બંડખોર વિચારણામાં શ્રદ્ધાએ કૂદી પર પરાગત ચરેડમાંથી નીકળી જાય છે,

અવર્ણનીય દુઃખો અને કષ્ટો વેઠતો વેઠતો પણ નવી કેડી પાડે છે; અને તેની પાછળ આવતા જનોને પગલે પગલે એવી નવી કેડીની પણ પરંપરા બંધાય છે, અને મોટી ધોરેડ બની રહે છે. બુદ્ધિમાન બંડખોરો આવી અવનવી ધોરેડો ઉપજાવતા જાય છે. તેનું નામ જ માનવી કરવાનો પ્રગતિપંથ.”

જો ઉપરની વિચારસરણીમાં તથ્યાંશ હોય તો ખરા કેળવણીકારની કોટિમાં કોને કોને મૂકવા, વળી એ ગણતરીમાં નાનાભાઈનું સ્થાન ખરું કે નહીં તેનો નિર્ણય કેળવણીકારો અને સ્વતંત્ર વિચારકો પોતે જ કરે

‘ઘડતર અને ચણતર’ ના મથાળાથી ક્રમે ક્રમે પ્રસિદ્ધ થતી લેખમાળા જોકે તે જ વખતે મેં રસપૂર્વક સાંભળેલી; પણ આ વખતના જ તેના સળંગ શ્રવણે અને તે ઉપર વિચાર કરવાની મળેલી તકે મને અનેક રીતે ઊંડાણથી વિચાર કરતો કરી મૂક્યો. પણ અહીં તો હું બને તેટલું ટૂંકાવીને જ સૂચના પૂરતું લખવા ધારું છું. ‘ઘડતર અને ચણતર’ નું લખાણ એ અનુભવસિદ્ધ સાચી વાણી છે. તે લેખકમાં આવિર્ભાવ પામેલ શ્રુત, શીલ અને પ્રજ્ઞાના વિકાસનું સળંગ અને સુરેખ ચિત્ર રજૂ કરે છે. એમાં આનુવંશિક સંસ્કારે કેટલો ભાગ ભજવ્યો છે, કેટલો સ્વપ્રયત્ને, કેટલો સવસહવાસે અને કેટલો ધાર્મિકતાએ, એ બધું જોવા મળે છે. જો આ લખાણમાં નાનાભાઈએ પિતૃવંશ અને માતૃવંશનું આવશ્યક રેખાદર્શન કરાવ્યું ન હોત; જો જ્ઞાતિજનો, ગોહિયાઓ અને પ્રથમ પત્ની શિવબાઈ વિષે લખ્યું છે તેટલું ઓછામાં ઓછું પણ ન લખ્યું હોત તો વાચક નાનાભાઈના ‘ઘડતર અને ચણતર’ની પાયાની અને મહત્ત્વની વાતો જ જાણી ન શકત. એટલું જ નહીં પણ જીવનવિકાસમાં આનુવંશિક સંસ્કાર કેવી રીતે અજ્ઞાતપણે ઊતરી આવે છે તેની ઝાંખી થઈ ન શકત.

એ કુળ અને કુટુંબકથામાં ધ્યાન ખેંચે એવાં કેટલાક પાત્રો આ રહ્યાં ભાવનગર મહારાજે વગરમાગ્યે ખેતરપાદરનું દાનપત્ર કરી આપ્યું ત્યારે તેનો અસ્વીકાર કરતાં "તમારે મારા છોકરાંને બ્રાહ્મણ રહેવા દેવા નથી ના ? મારે ખેતર શાં ને પાદર શા ? તમે અને વટનાવવા માગો છો ?" આવા ઉદ્ગારો કાઢનાર વિક્રમબાપા, ગંગા ઓઝાએ દક્ષિણામાં રેશમી કોરનું આપેલ ધોતિયું એ જ વેપારીને ત્યાં પાછું વેચી પચ્ચીસ રૂપિયા લાવનાર પણ તરત જ ધોતિયું વેચી પૈસા ઉપજાવવાના લોભની ઝાંખી થવાથી તરતમાં પોતાનું મૃત્યુ કળનારા છોટાભટ્ટ, ખોળામાં બાળકને લઈ ઘાસ કાપવા જતી માતા આદિ, મિત્રોકુમિત્રો તરફના બહિર્મુખપણાથી આર્યનારીને શોભે એવા કાન્તાસંમિત ઉપદેશથી પતિને ગૃહાભિમુખ કરનાર પ્રથમ પત્ની શિવબાઈ, અને પછેગામનું પેડીવાળુ પ્રશ્નોરામંડળ ઇત્યાદિ.

અગ્નિઉપાસના નિમિત્તે મળતા સાનિયાણા માટે થતી કુટુંબની તાણાતાણી અને સાલિયાણું બંધ પડતા ઉપાસના પણ બંધ એ પ્રસંગને ઉદ્દેશી નાનાભાઇએ જે ઉદ્ગારો કાઢેલા, તેમ જ કેટલાક ચમત્કાર પ્રસંગે તેમાં ઢોંગ જણાતા તેની સામે થવાની જે મક્કમતા દાખવેલી, એ બધું તેમની ભાત ઉપર ભારે પ્રકાશ નાખે છે ( વાચો પ્રકરણ બીજું ) એ બધું જેટલું રોચક છે, તેથીય વધારે બોધપ્રદ છે

નાનાભાઈના મહાભારતના તેમ જ રામાયણના પાત્રો નાના મોટા વાચકવર્ગમાં આદર પામ્યાં છે તે જાણીતું છે તેમનું લોક ભાગવત અને લોકભારત પણ તેટલાં જ લોકાદર પામ્યા છે આ કાલના બીજો તેમના પછેગામની પેડીના સહવાસમાથી વવાયા છે, અને અંજારિયા માસ્તરે લગાડેલ સંસ્કૃતના શોખથી તેમ જ તેના વિશિષ્ટ અધ્યયનથી તે પાંગર્યાં છે વામમાર્ગી અને ભવ્ય એવા અચ્યુતસ્વામી-ના સમાધિ મરણના દર્શનને લીધે નાની ઉંમરમાં જે ધર્મવલણ

બંધાયું તેણે નાનાભાઈના આખા જીવનમાં સક્રિય કામ કર્યું લાગે છે. નાનાભાઈમાં શ્રુતયોગ શરૂ તો થયો છે છેક બાલ્યકાળથી, પણ હાઈસ્કૂલના ઉપરના વર્ગોમાં તેની કળી ખીલતી દેખાય છે, તે કરતાં પણ તેનો વધારે પ્રકર્ષ તો કૉલેજકાળ દરમિયાન સધાય છે. આર્થિક સંકડામણ, કૌટુમ્બિક જવાબદારીઓ અને મુંબઈની મોહકતા : એ બધા વચ્ચે જે સાદગી, જે જાતમહેનત અને જે કાળજીથી એમણે અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યની સાધના કરી છે અને તંગીમાં પણ જે ઉચ્ચ કક્ષાનાં સુરુચિ અને બોધવર્ધક નાટકો જોવામાં રસ કેળવ્યો છે, તે એનો પુરાવો છે. આ તો અભ્યાસકાળના શ્રુતયોગની વાત થઈ. પણ તેમણે કાર્યકાળ અને અધ્યાપનકાળમાં જે અનેક રીતે શ્રુતયોગની સાધના કરી છે તે તેમનાં લખાણોમાં, બોલચાલમાં અને પ્રત્યેક વ્યવહારમાં બારીકાઈથી જોનારને તરત જણાઈ આવે તેમ છે.

નાનાભાઈનું કાઠું જ શીલથી સહજ રીતે ઘડાયું હોય તેમ લાગે છે. છેક નાની ઉંમરમાં કરેલ ઘડિયાળની ચોરીને વગર સંકોચે કબૂલવી અને કડવું વેણ ન કહેતાં કરોકડી પ્રસંગે જાતે ખમી ખાવું એ શીલધર્મનો પાયો છે. આર્થિક તંગી વખતે અને કુટુંબીજનોના દબાણ વચ્ચે પણ જ્યારે સાચાં પ્રલોભનોને જતાં કરવાનો વારો આવે છે ત્યારે નાનાભાઈ વિક્રમબાપાના અસંગ્રહવ્રતને જાણે નવું રૂપ ન આપતા હોય તેમ વર્તે છે. કર્તવ્ય પ્રત્યેની મક્કમતા અને અંતર્ નિરીક્ષણની પ્રધાનતા એ 'ઘડતર અને ચણતર'ના પદેપદે નજરે પડે છે. પોતાના અતિશ્રદ્ધેય ગુરુવર્ય શ્રીમાન્ નથુરામ-શર્માને તેમની ઇચ્છા મુજબ મુખ્ય આસન ન દેવાનો પોતાનો સમયોચિત નિર્ધાર જ્યારે ભક્તહૃદય નાનાભાઈએ નભાવ્યો હશે ત્યારે તેમના ચિત્તમાં મક્કમતાનો પારો કેટલો ચઢ્યો હશે તે આજે આપણે કેવી રીતે કલ્પી શકીએ? ફરી લગ્ન કરવાના કૌટુમ્બિક આગ્રહને વશ થયા

પછી જ્યારે નાનાભાઈ પોતાનું આત્મનિરીક્ષણ ખુલ્લા મનથી કરે છે ત્યારે એમ લાગે છે કે તેમને છુપાવવાનું કશું નથી. અને એ એમનું આત્મનિરીક્ષણ આજે બીજાના આગ્રહને કારણે જ લગ્ન કર્યાની વાત કરનાર અને બડાશ હાંકનાર કેટલાયના આંતરમનનું પ્રતિબિંબ પાડતું હોય તેમ લાગે છે.

નાનાભાઈના પૂર્ણ શ્રુતયોગ અને શીલનો પૂરો આવિર્ભાવ દક્ષિણામૂર્તિની સ્થાપનાના સમયથી સ્પષ્ટપણે દેખા દે છે. "વિદ્યાર્થીને તાલીમ આપવી હોય તે કરતાં પોતાના જીવનને તાલીમ આપવા સંસ્થા કાઢી છે એવી પ્રતીતિ મને આજે પણ છે." તેમનું આ કથન તેમના આખા જીવનની ચાવીરૂપ છે, એમ તેમને ઓળખનાર કોઈ પણ કહી શકશે. તેમણે એવા મતલબનું પણ કહ્યું છે કે કુટુંબ-કંકાસ અને બીજી અથડામણીઓએ મને અહિંસાની ભૂમિકા પૂરી પાડી છે. આ વસ્તુ તેમનુ જીવન સમજવા માટે અગત્યની છે. નાનાભાઈની પ્રજ્ઞાનો કહો કે પ્રાચીન સાખ્યભાષા વાપરીને કહીએ તો વિવેકવિખ્યાતિનો કહો, ઉત્કર્ષ પોતાના પરમ શ્રદ્ધેય ગુરુવર્યની બાહ્ય-આંતર ચારિત્રની સ્પષ્ટ પણ વિનમ્ર સમાલોચના કરતી વખતે દેખાય છે. શ્રદ્ધા અને શ્રદ્ધાપૂર્વક ધર્મસંસ્કાર એ જીવનમાં એક મોટી ગ્રંથિ છે, જેને બુદ્ધ દૃષ્ટિ કહે છે. નવુ સત્ય સૂઝતાં નિર્ભયપણે અને નિખાલસ મને એ ગ્રંથિનો ભેદ કરવો કે તેમા સશોધન કરી સમ્યક્ દૃષ્ટિને વરવું એમાં જ સાચી આધ્યાત્મિકતાનો પાયો છે નાનાભાઈમાં એનું બીજ તો હતું જ; પણ જ્યારે ગાંધીજીનો સંપર્ક થતાંવેંત દૃષ્ટિનો સ્પષ્ટ ઉન્મેષ થયો ત્યારે લાંબા કાળના અનેક મિત્રો સાથે સેવેલાં સ્વપ્નો અને તે ઉપર રચાયેલી ક્રિયાકાંડી પરંપરાઓ તેમણે સાપ કાંચળી છોડે તેમ છોડી દીધી અને વિવેકપૂત નવી જીવનધર્મની પરંપરાઓ દક્ષિણામૂર્તિમા શરૂ કરી. અસ્પૃશ્યતાનું અનાદિ ભૂત કે તે સિરેની સવર્ણપોષિત અનાદિ અવિદ્યા અને જીવનના પ્રત્યેક ખૂણા-

માંથી ફેંકી દેવા સાથે માત્ર નાનાભાઈનું જ નહીં પણ સાથે સાથે તેમના પરિવાર અને દક્ષિણામૂર્તિ સંસ્થા એ બધાંનું નવસંસ્કરણ શરૂ થાય છે; અને સાથે જ અગ્નિપરીક્ષા પણ. પરંતુ પોતાના કુટુંબમાં પરાપૂર્વથી ચાલતી અગ્નિદેવની બંધ પડેલી ઉપાસના નાનાભાઈએ દક્ષિણામૂર્તિના રૂપમાં શરૂ કરેલ અગ્નિહોત્ર સ્વીકારી તેમાં સાચા બ્રાહ્મણત્વ સાથે સંગત હોય એવી સત્યાગ્નિની ઉપાસના રૂપે મક્કમપણે શરૂ કરી છે, જે ઉત્તરોત્તર વિકસતી આવી છે.

અનેક મુરબ્બીઓ, સહકાર્યકર્તાઓ સાથે પ્રબળ મતભેદ થયા પણ તેમણે કોઈ સ્થળે સત્યને આંચ આવવા દીધી હોય કે સામાને અન્યાય કર્યો હોય એમ 'ઘડતર અને ચણતર' વાંચતાં લાગતું નથી. જ્યાં પણ ખમવા કે સહવા વારો આવ્યો ત્યાં તેઓ જાતે જ ખમી ખાય છે, નવો માર્ગ શોધી કાઢે છે અને બીજા બધાને માર્ગ મોકળો કરી આપે છે. આ વિવેકખ્યાતિનો તેમણે સાધેલો નવો વિકાસ. પ્રત્યેક વિચાર કે પ્રત્યેક પ્રવૃત્તિમાં જે જાગતું મન દેખાય છે તે જ તેમનો અપ્રમત્ત યોગ છે. આની પ્રતીતિ 'ઘડતર અને ચણતર'માં સર્વત્ર મળી રહે છે.

ગૂજરાત વિદ્યાપીઠ સાથે સંકળાયેલ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં (હું જાણું છું ત્યાં લગી) મોખરાનું સ્થાન દક્ષિણામૂર્તિનું હતું. એની પ્રતિષ્ઠા, એના વિદ્યાર્થીઓની છાપ વિદ્યાપીઠમાં પણ જુદી જ અનુભવાતી. ભાવનગર દક્ષિણામૂર્તિનો વિસ્તાર અને પ્રભાવ માત્ર ગૂજરાતમાં જ મર્યાદિત ન હતો; એના વિદ્યાર્થીઓ દૂરદૂર લગી પ્રસરેલા, અને તેમાં શીખવા આવવાનો લોભ પંજાબ તેમ જ રાજસ્થાનના કેટલાક સ્વતંત્ર શિક્ષણવાંછુઓમાં તે કાળે મેં જોયેલો. આવી મોંઘવારી અને સાધનસંપત્તિ તેમ જ રાજ્ય સુદ્ધાંમાં આદર

પામેલી અને સ્વહસ્તે સ્થાપેલી તથા સ્વપરિશ્રમે ઉછેરેલી સંસ્થાને છોડવાનો વિચાર નાનાભાઈને સાધારણ સંજોગોમાં આવી ન જ શકે જે શિક્ષકો અને સહકારીઓ સાથે એમને કામ કરવાનું હતું તેમના પ્રત્યે નાનાભાઈના દિલમાં કોઈ પણ અંગત સ્વાર્થ કે અસૂયાને સ્થાન હોવાનો તો સંભવ જ ન હતો આમ છતાં તેમણે એ ભાવનભરી દક્ષિણામૂર્તિને છોડ્યું એ તો હકીકત છે આ હકીકતનો જે ખુલાસો તે જ નાનાભાઈના આત્માનું ઝળહળતું તેજ મને જણાય છે એમણે એક વાર પોતાના અતિપ્રિય આનંદાશ્રમની છાયા જેટલી સરળતાથી છોડી તેટલી જ સરળતાથી પોતાને હાથે વાવેલ અને ઉગાડેલ દક્ષિણામૂર્તિના ભાવનગર-સ્થિત વડલાને છોડ્યો, અને તે પણ તે સંસ્થામાંથી કશું જ લીધા સિવાય આ કાંઈ જેવો તેવો ફેરફાર ન ગણાય એ ફેરફારના મુખ્ય કારણ તેમ મને તેમનામાં રહેતી નૈતિક શુદ્ધિ ચારિત્રનિષ્ઠા અને સ્વીકારેલ ધોરણને અંદર તથા બહારથી શુદ્ધિપૂર્વક વળગી રહેવાની ચીવટાઈ એ લાગે છે. જ્યારે એમણે જોયું હશે કે દક્ષિણામૂર્તિની પેઢી તો જાહોજલાલી ભોગવે છે પણ અંદર અમુક શિથિલતા કે સડો દાખલ થયા છે, ત્યારે જ તેમનો આત્મા કકળી ઊઠ્યો હશે ખરી આધ્યાત્મિકતા આવે વખતે જ દેખા દે છે તેમણે ભાવનગર દક્ષિણામૂર્તિનું કલેવર છોડ્યું પણ તેનો આત્મા તો તેમની પોતાની સાથે જ હતો ગાંધીજી અમદાવાદથી વર્ધા જઈ બેઠા તો સત્યાગ્રહનો આત્મા પણ સાથે જ ગયો ગાંધીજીએ નઈ તાલીમની નવદૃષ્ટિ કેળવણીકારો સમક્ષ રજૂ કરી ઘણાને શ્રદ્ધાથી ઘણાને પ્રભાવથી અને ઘણાને અધૂરીપધૂરી સમજણથી ગાંધીજીની એ દૃષ્ટિ પ્રત્યે આકર્ષણ જન્મ્યું પણ સ્પષ્ટ અને મક્કમ સમજણપૂર્વક ગાંધીજીની એ દૃષ્ટિને સંવેદનમાં ઝીલનાર બહુ કે વિરલ હતા નાનાભાઈ તેમાંના એક અને કદાચ મોખરે વળી નાનાભાઈની પાસે દક્ષિણામૂર્તિની સાધનાનું આંતરિક ભંડોળ કાંઈ જેવુંતેવું ન હતું તેની સાથેસાથે આ નઈ તાલીમની દૃષ્ટિ ઉમેરાઈ

એટલે તેમણે દક્ષિણામૂર્તિના આત્માની સાથે ગામડા ભણી પ્રયાણ કર્યું; અને ત્યાં જ દક્ષિણામૂર્તિની પૂજા શરૂ થઈ. આંબલા ગ્રામ-દક્ષિણામૂર્તિનો ૧૨-૧૪ વર્ષનો વિકાસ અને વિસ્તાર જોતાં તેમ જ તેમને મળેલ કાર્યકર્તાઓનો સાથ અને સરકારી બિનસરકારી કેળવણી-કારોનું આકર્ષણ જોતાં એમ કહી શકાય કે નઈ તાલીમની દૃષ્ટિએ અત્યારે જ્યાં જ્યાં ખરું કામ થઈ રહ્યું છે તેમાં ગ્રામદક્ષિણામૂર્તિનું સ્થાન અગત્યનું છે. ભાવનગર અને આંબલા એ બન્નેમાં સ્થાનભેદ ખરો, પણ કેળવણી અને શિક્ષણનો આત્મા તો એક જ. ઊલટું ભાવનગર કરતાં આંબલામાં એ આત્માએ નઈ તાલીમના સંસ્કારનો પુટ મળવાથી લોકકલ્યાણની દૃષ્ટિએ બહુ વિકાસ સાધ્યો છે, એમ મને ચોખ્ખું લાગે છે. આંબલાના ૧૨-૧૪ વર્ષના એ અનુભવ-પરિપાકના બળે નાનાભાઈને લોકભારતી ગ્રામવિદ્યાપીઠ શરૂ કરવાનું સ્વપ્ન આવ્યું અને તે મૂર્ત પણ થયું. આવું સ્વપ્ન મૂર્ત ત્યારે જ થાય કે જો ધારેલ ગણ્યાગાંઠ્યા પણ સુયોગ્ય સાથીઓ મળે. નાના-ભાઈને એવા શિષ્યો અને સાથીઓ મળ્યા. આની ચાવી શેમાં છે તે પણ આ સ્થળે જાણી લેવું ઘટે.

કોઈ પણ માણસ માત્ર પુસ્તકો લખી કે ભાષણો આપી સમર્થ કાર્યક્ષમ માણસોની પરંપરા પેદા નથી કરી શકતો. ગાંધીજીએ આશ્રમો ઊભા કરી કુનેહપૂર્વક ચલાવ્યા ન હોત તો આજે તેમની તપસ્યાને ઝીલનાર જીવતો છે; તેવો વર્ગ પણ હયાતીમાં ન હોત. નાનાભાઈને પણ એ ચાવી પ્રથમથી જ લાધેલી. એમણે દક્ષિણા-મૂર્તિ સાથે જ છાત્રાલય શરૂ કર્યું અને આશ્રમજીવનનો પાયો નાખ્યો. એ જ જીવનમાંથી તેમને કેટલાક સાથીઓ મળી ગયા; અને તે આંબલાની યાત્રાથી સણોસરાની યાત્રા લગી કાયમની છે. આ રીતે નાનાભાઈએ થોડાંક પણ સુયોગ્ય ચેતનગ્રંથો નિર્માણ કર્યાં. જે આશ્રમજીવનને આભારી છે.

કોઇ પણ સંસ્થાએ પ્રાણવાન રહેવું હોય તો સંસ્થાના સ્થાપક અને મુખ્ય જવાબદારે તે સંસ્થાને તેજ અર્પતા રહે, વિકસાવતા રહે, એવા શિષ્યો નિપજાવવા જ જોઇએ. હું સમજું છું કે નાનાભાઇએ એવી નાની પણ દીપમાળા પ્રકટાવી છે.

નાનાભાઈ નામમાં નાના છે; આત્મા જુદો જ છે. તેથી જ દક્ષિણામૂર્તિના મુદ્રાલેખમાંનું આ પાદ તેમને લાગુ પાડવામાં યથાર્થતા જોઉં છું : 'वृद्धाः शिष्या गुरुर्युवा।' નાનાભાઈ સિત્તેર વટાવ્યા પછી પણ યૌવન ન અનુભવતા હોત તો કદી તેઓ લોકભારતી ગ્રામ-વિદ્યાપીઠ સ્થાપવા અને ચલાવવનો વિચાર જ કરી ન શકત.

આ દેશમાં અનેકે મઠો અને આશ્રમો શતાબ્દિઓ થયાં પેઢી દરપેઢી ચાલ્યા આવે છે. જ્યારે પ્રજાને કેળવણીથી પોષવા ઊભી થયેલી સંસ્થાઓ થોડા જ વખતમાં કાં તો વેર વિખેર થઇ જાય છે અને કાં તો નિષ્પ્રાણ બની રહે છે. એનું શું કારણ? એ પણ વિચારવું ઘટે. મને એમ લાગે છે કે શિક્ષણ અને કેળવણીની સંસ્થાઓને જન્મ આપનાર તેમ જ તેને પોષનાર પોતાની પાછળ સુયોગ્ય શિષ્યપરંપરા ઊભી નથી કરી શકતો, અને આવી સંસ્થાના સાતત્ય તેમ જ વિકાસ માટે અનિવાર્ય રીતે જરૂરી એવી ચારિત્રશુદ્ધિની નિષ્ઠા કેળવી નથી શકતો; તેમ જ નવાં નવાં આવશ્યક બળોને ઝીલવા જેવી આવશ્યક પ્રજ્ઞાના બીજો ઉગાડી નથી શકતો. જો આ વિચાર સાચો હોય તો કેળવણીકારોએ સંસ્થા સ્થાપવા અને ચલાવવા સાથે આ મુદ્દા તરફ ધ્યાન આપવું ઘટે.

નવા બળોને વિવેકપૂર્વક ઝીલવા સાથે નાનાભાઇએ કેટલીક સુંદરતર પ્રાચીન પ્રથા પણ સાચવી રાખેલ મેં અનુભવી છે; એનું

એક ઉદાહરણ આતિથ્યધર્મ. પચીસથી વધારે વર્ષ થયા હશે. ભાવનગરમાં છાત્રાલય સંમેલન હતું; તેની બધી વ્યવસ્થા, જે છાત્રસંચાલિત હતી તે તો સુંદર હતી જ; પણ અમે કેટલાય મિત્રો રવાના થયા ત્યારે નાનાભાઈ દરેક માટે ટ્રેન ઉપર ભાતું લઈ વળાવવા આવ્યા. એમ તો મેં મારા કુટુંબ, ગામ અને સગાંઓમાં ભાતાની પ્રથા જોયેલી; પણ જ્યારે એક સંસ્થાના સંચાલક અને તેમાંય મોવડી ભાતું લઈ મહેમાનને વિદાય કરવા આવે ત્યારે નવાઈ જરૂર લાગે. અમે બધાએ કહ્યું : "અહીં આતિથ્ય ઓછું થયું છે કે વધારામાં ભાતું ?" નાનાભાઈ કહે : "ના, રસ્તામાં ખાવું હોય તો ઘરની વસ્તુ શાને ન વાપરીએ ? અને આ પ્રથા મને સારી પણ લાગે છે." ઇત્યાદિ. હું તો આ સાંભળી વિચારમાં પડી ગયો. બીજો પ્રસંગ ગુજરાત વિદ્યાપીઠમાં સંમેલન હતું. કુળનાયકપદે નાનાભાઈ અને કુળપતિપદે બાપુજી. સંમેલન વખતે રસોડે જમનાર માટે કુપનો કાઢેલા; જમવું હોય તે કુપન ખરીદી લે. ઘણા મહેમાનો બહારગામના, અને કેટલાક દૂર દેશોમાંથી આવેલા તે પણ કુપન ખરીદે. ભરીસભામાં નાનાભાઈએ ધ્રૂજતે કંઠે કહેલું આજે પણ મને સ્મરણ છે. એમણે કહ્યું : "હું આ કુપનપ્રથાથી ત્રાસી જાઉં છું." એમનો ગુજરાતી અગર સૌરાષ્ટ્રી આતિથ્યપ્રિય આત્મા કાંઈ જુદું જ વિચારે.

વ્યક્તિગત, સંસ્થાગત કે સમાજગત અન્યાય સામે જોરથી ઊઠી તેનો વિરોધ કરવાની તેમની મક્કમતા જેવીતેવી નથી. થોડાક દાખલા આપું. ગયા ડિસેમ્બરમાં હું સણોસરા આવેલો. ગામ વચ્ચે અમે ઊભા હતા ત્યાં એક જણ નાનાભાઈ પાસે કાંઈક દાદ મેળવવા કે ધામરમ લગાડવા આવ્યો. તેણે સાંઢીડા મહાદેવની જગ્યા ત્યાંથી ન ફેરવાય અને નવું બંધાતું તળાવ તે જગ્યાને આવરી ન લે એવી લોકોની અને બ્રાહ્મણોની વતી માગણી કરી; જોકે સરકારે તો મહાદેવનું

નવું મંદિર અને એની પ્રતિષ્ઠા એ બધું કરાવી દેવાનું નક્કી કરેલું. પેલી વ્યક્તિની વાત સાંભળી નાનાભાઈ તાડૂક્યા: "હું લોકોના હિતની દૃષ્ટિએ મને જે યોગ્ય લાગશે તે કરીશ. તમારા મહાદેવને તમે જાણો. મારે એ સાથે અને તમારી સાથે કશી લેવાદેવા નથી." -ઇત્યાદિ. નાનાભાઈ જેવા ધાર્મિક માણસ એમ કહે કે તમારા મહાદેવને તમે જાણો, તો મારા જેવાને નવાઇ તો થાય જ. પણ મેં જ્યારે સત્ય બિના જાણી ત્યારે નાનાભાઇના પુણ્યપ્રકોપ પ્રત્યે આદર જન્મ્યો. વાત એ હતી કે જે માણસ દાદ મેળવવા આવેલ તે પોતે જ મંદિરનો મહંત હતો, મહાદેવને નામે પોતાનો મૂળ અડ્ડો જમાવી રાખવાની વૃત્તિવાળો. એને લોક કે આમહિતની પડી જ નથી; માત્ર લોકોને નામે ચલાવ્યે રાખવું એટલું જ. ભાવનગરમાં દક્ષિણામૂર્તિ હતું ત્યારનો બીજો એક પ્રસંગ પણ યાદ આવે છે. એક તરુણ શિક્ષકને નૈતિક અને ચારિત્રીય નબળાઇને કારણે છૂટો કર્યો; પણ કેટલાક શિક્ષકોએ તેના વિદાયમાનમાં મેળાવડો કરવાનું વિચાર્યું. નાનાભાઈને જાણ થઇ; તેમણે તરત જ સહકાર્યકર્તાઓને જણાવી દીધું કે આવો કોઇ મેળાવડો સંસ્થા તરફથી યોજાય એ અણઘટતું છે. જો એવું થશે તો હું રાજીનામું આપીશ. એમની આ મક્કમતાથી શિક્ષકોનુ વલણ બદલાયું અને તેમને કંઇક સાન આવી. તેથી ય વધારે આશ્ચર્ય અને સન્માન ઉપજાવે એવી મક્કમતાનો દાખલો હમણાં જ ઉલ્લા 'સંસ્કૃતિ'અંકમાં પ્રસિદ્ધ થયો છે, તે આ રહ્યો. નાના-ભાઇ તે કાળે એક નાનકડા મહેતાજી; અને કદાચ ત્રીશે પણ પહોં-ચેલા નહીં. કોઇ લાગવગ નહીં, સંપત્તિ નહીં કે બીજો કોઈ મોભો નહીં. આ દશામાં પણ તેમણે મહારાજા ભાવસિંહના અન્યાયી પગલા સામે મક્કમ પગલું ભર્યું. જે કાળે રાજાઓ આપખુદ તે કાળે તેવા જ એક રાજવીના રાજ્યમાં વસનાર સાધારણ દરજ્જાનો મહેતાજી રાજ્યના શિરછત્ર જેવા રાજાને ચોખ્ખેચોખ્ખું સંભળાવે કે તમે

જે રીતે મારી પાળેલી ત્રણુંપગી કૂતરી મેળવવા જોહુકમી કરો છો તેને હું વશ થનાર નથી, ત્યારે સમજાય છે કે ખરું બ્રહ્મણતેજ એ શું. છેવટે રાણા મહારાજાને પોતાની ભૂલ સમજાઈ અને એ નાનકડા મહેતાજી પ્રત્યે તેઓ આમન્યાથી વર્ત્યા. ધર્મ અને ન્યાયના પક્ષપાતની મક્કમતા એ જ જીવનમાં અનેકમુખા તેજકિરણો પ્રકટાવે છે. એકાદ વધારે રોચક દાખલો વાંચનારને પ્રેરણા આપે એવો હોઈ ટાંકુ છું.

કાઠિયાવાડમાં ધાડપાડુ ખૂની ગેમલો હમણાં જ થઈ ગયો. એણે આંબલા ગામના પટેલોની તુમાખીની ખબર લેવા આંબલા ગામ ભાંગવાનું નક્કી કર્યું. લોકોને જાણ થઈ. સમી સાંજે પોતાના સાથીઓ સાથે ભરી બંદૂકોથી સજ્જ થઈ તે આંબલા ગામ ઉપર ત્રાટકવા નીકળ્યો. જાણ થવાથી નાનાભાઈ તેમના સાથી મૂળશંકર સાથે માત્ર પોતિયું પહેરી હાથમાં લાકડી લઈ સંસ્થાને દરવાજે ઊભા રહ્યા. પાસે રસ્તા ઉપર પસાર થતા પેલા ગેમલાને પડકાર્યો. એણે પણ સામો પડકાર કર્યો, "કોણ?" જવાબ મળ્યો, "નાનાભાઈ." પેલો કહે: "નાનાભાઈ! તમે ખસી જાઓ. તમારી સંસ્થામાં નથી આવતો; હું તો આંબલાના પટેલોની શેખી મટાડવા જાઉં છું." નાનાભાઈએ દૃઢ કલેજે પણ મક્કમતાથી કહ્યું કે એ ન બને; પહેલાં તું મને ઠાર કર પછી જ આગળ વધી શકશે. છેવટે ગેમલો ગળ્યો. એમને ઘેર તે જ વખતે ગયો. મોડે સુધી બેઠો. અ. સૌ. અજવાળીબેનના હાથે જમ્યો અને છેવટે વચન આપીને ગયો કે આંબલા આદિ ચાર ગામમાં હું કદી ધાડ નહીં પાડું. આ કાંઈ જેવીતેવી સાધના છે?

આવું તો ઘણું ઘણું કહી અને લખી શકાય; પણ મર્યાદા છે. 'ઘડતર અને ચણતર'નાં ૧૯૨ પાનાં અત્યારે સામે છે. મારે તેટલા ઉપરથી જ જલદીને કારણે અત્યારે સમાપન કરવું જોઈએ. છેવટે

હું એટલું જ કહીશ કે ' ઘડતર અને ચણતર 'નું પુસ્તક દરેક કક્ષાના અધિકારી વાચકને ભારે પ્રેરણાદાયી બને તેવું છે. જે ધ્યાનથી સમજપૂર્વક વાંચશે એના જીવનમાં સમજણ અને ઉત્સાહની નવી લહેર પ્રગટયા વિના નહીં રહે. એની ભાષા નાનાભાઇની આગવી છે. એમાં કાઠીયાવાડી, ખાસ કરીને ગોહિલવાડી તળપદી ભાષાનો રણકો છે. લખાણ ધારાબદ્ધ અને પારદર્શક છે કે વાંચતાવેંત લેખકનું વક્તવ્ય સીધેસીધું સ્પર્શ કરે છે અને ગાંધીજીની આત્મકથાની યાદ આપે છે.

લોકભારતી, સણોસરા
૩૧ : ૧૦ : ૧૯૫૪

સુખલાલ

પહેલાં ક્રમેક્રમે 'કોડિયું' માસિકમાં પ્રસિદ્ધ થયેલ અને મેં તે બધું સાંભળેલ. પરંતુ તે વખતે તો તે વિષે કાંઇ લખવું છે, અગર એવો પ્રસંગ આવશે એવી કલ્પના જ ન હતી. અને એ પ્રકરણ પણ મહિને મહિને આવે અને સાંભળ્યા પછી બીજા મહિના સુધીમાં તે મનમાંથી સરી પણ જાય. એટલે સળંગ વ્યાખ્યાણ પ્રાપ્ત થતાં એને સળંગ જ સાંભળવાની તક મળી અને તે ઉપર થોડો વિચાર કરવાની પણ તક મળી. એ તકને લીધે મને તેમાંના અનેક મુદ્દાઓ ઉપર કાંઇ ને કાંઇ લખવાનું સૂઝતું પણ ગયું. અને મનમાં થયું કે આ વિશે થોડુંક સુધારાવધારા રૂપે લખવું તો ખરું જ.

મનમાં આ વિચાર ઘોળાતો હતો. પણ મારી પાસે પ્રથમ પ્રસિદ્ધ થયેલ 'ઘડતર અને ચણતર' નું પુસ્તક ન હતું. મેં એના પુરોવચનરૂપે જે કાંઈ લખેલું તે તો તે વખતથી જ એક રીતે મનમાંથી સરી ગયેલું. એટલે એ પુરોવચન વાંચું તો ઠીક, જેથી નવા લખાણમાં કાંઈ બેવડાવા ન પામે અને પ્રથમ લખેલામાં કાંઇ ભ્રાંતિ જણાય તો તે સુધારી પણ શકું, આ દૃષ્ટિથી 'ઘડતર અને ચણતર' ની મુદ્રિત આવૃત્તિ મેળવવા પ્રયત્ન આદર્યો. પણ એ જલદી મળી ન શકી. દરમિયાન જે એક મિત્રને મેં એ પુસ્તક ક્યાંયથી પણ જલદી મેળવી આપવા કહેલું તેણે 'લોકઅવાજ' માં પ્રસિદ્ધ થયેલ એ પુસ્તકની આલોચના તરફ મારું ધ્યાન ખેંચ્યું. એ મિત્રે કહ્યું કે ગયા નવેમ્બર માસના 'લોકઅવાજ' ના એક અંકમાં 'ઘડતર અને ચણતર' પુસ્તકની સમાલોચના શ્રી શાંતનુ માહેશ્વરે કરી છે અને તેમાં તમારા વિષે પણ થોડોક નિર્દેશ છે. મિત્ર પાસેથી આ માહિતી મળી પણ તેથી હું કાંઇ વધારે ક્ષુબ્ધ કે ઉત્સુક ન થયો. મેં વિચાર્યું કે એ સમાલોચનામાં જે હશે તે ભલે હો. મારે એને મેળવવા અને વાંચવાની ચિંતા શા માટે સેવવી? એ અંક ન હતો મારી પાસે કે

ન હતો એ મિત્ર પાસે. એટલે મેં તો મારી રીતે વિચાર્યા પ્રમાણે સુધારા અને વધારારૂપે કાંઈક લખવાનો જ વિચાર રાખ્યો. દરમિયાન 'ઘડતર અને ચણતર'નું મુદ્રિત પુસ્તક આવી ગયું. અને અણધારી રીતે બીજા એક ભાઈ મળવા આવી ચડતાં તેમણે કહ્યું કે 'લોક અવાજ'ની એ લેખની કાપલી મારી પાસે છે. આ જાણી મેં એ કાપલી મંગાવી અને એ સમાલોચના પણ સાંભળી.

જ્યારે આ લખવા બેઠો છું ત્યારે હવે મેં મારી પ્રથમની યોજના બદલી નાખી છે. અને 'વધારો અને સુધારો' એ મથાળા નીચે થોડુંક લખવા ધારું છું. મેં જે જે મુદ્દાઓની યાદી કરેલી અને તેના ઉપર જે કંઈ લખવા ધારેલું તે બધું હવે જતું કરું છું. મેં જ્યારે લખેલી પ્રથમની પ્રસ્તાવના સાંભળી ત્યારે મને લાગ્યું કે મારે કહેવાનું છે તે તો બધું, ઊલટે સૂત્રરૂપે પણ, એમાં આવી ગયું છે. અને સુધારા-વધારા રૂપે જે કાંઈ લખીશ તેમાં દાખલાઓ ઉમેરાશે પણ તેથી ખાસ વક્તવ્યમાં કાંઈ ફેર પડવાનો નથી. તો પછી એ લંબાણમાં શા માટે પડવું? જે જે 'ઘડતર અને ચણતર'ની જૂની અને નવી આવૃત્તિ જુએ તેમને જ એમના અભિપ્રાયો અને નિર્ણયો બાંધવાની છૂટ રહે તે વધારે ઇષ્ટ છે. જૂના અને નવા વાંચકોને મારા પુરોવચનમાં એવું કાંઈ એવું જણાશે કે 'અત્યુક્તિવાળું' જણાશે અને તેઓ તેના ઉપર ચોકો મારશે તો એ વાંછનીય જ છે. અને જો તેમને મારા પુરોવચનમાં એવું કાંઈ નહિ જણાય તો તે એ રીતે વર્તશે. પણ એટલું અહીં મારે ઉમેરવું જોઈએ કે આટલા વખત પછી જ્યારે મેં મારું પુરોવચન બને તેટલી તટસ્થતા અને સમીક્ષક દૃષ્ટિથી સાંભળ્યું છે ત્યારે પણ મને એમાં કાંઈ સુધારવા જેવું જણાયું નથી. ઊલટું મેં શ્રીયુત નાનાભાઈ વિશે જે જે કહ્યું છે અને કહ્યા કરતાં પણ વધારે મનમાં વિચાર્યું છે તે બધાની પુષ્ટિ આ નવા બીજા ખંડમાંના પ્રસંગોથી

યથાવત્ થઈ રહે છે.

'લોકઅવાજ'માં પ્રસિદ્ધ થયેલ એ સમીક્ષાનું મથાળું છે 'શ્રી નાનાભાઈની આ તે આત્મકથા કે અહંકથા?' આ મથાળુ સાભળી હું એ વિચારવા પ્રવૃત્ત થયો કે શું સમીક્ષક લખે છે તેમ નાનાભાઇની કથામાં અહંત્વ છે? અને એ વિચારને પરિણામે એટલું તો દેખાયું કે ડગલે ને પગલે નાનાભાઇ હું, મારું, ઈત્યાદિ શબ્દો વાપરે છે. અને આ શબ્દો એક રીતે અહંત્વના સૂચક તો છે જ. તેથી કોઇ વાચક એ કથાને અહંકથા કહે તો તે ખોટો તો નથી. પણ જ્યારે હુ અહંના મૂળ અર્થ અહંકારના સ્વરૂપની વિચારણામાં પડ્યો ત્યારે મને સ્પષ્ટ જણાયું કે એ કથા અહંકથા છતાં અહંકાર-કથા નથી. અહંકારમાં પોતાની જાતને જોવા-તપાસવાની વૃત્તિ રહેતી જ નથી, અને રહે ત્યારે પણ તે પોતામા દોષદર્શન કરી શકતી નથી અને વધારામાં પોતાના પરિચયમાં આવનાર દરેકનો પોતાના અહં-કારની દૃષ્ટિમાં જ ઉપયોગ કરે છે. શ્રી નાનાભાઇના લખાણુમાં અહંકારનુ આવુ કોઇ સ્વરૂપ મારા ધ્યાન ઉપર આવતુ નથી તેઓ અનેક વાર પોતાની બાધાઈ, અણસૂઝ અને અનાવડતના દાખલા ટાંકી, એકરાર કરે છે. એટલુ જ નહિ, પણ નાના મોટા સાથીઓએ જ્યા જ્યાં મોગ્ય ફાળો આપ્યો કે કામ અને વિચાર વિકસાવ્યાં હોય ત્યાં તેમને એટલા જ મોટા મનથી બિરદાવે છે. આ વસ્તુ આખા લખાણુમાં તરત નજરે ચડે એવી છે.

અલબત્ત, સમીક્ષકે ટાંકયા છે એવા કેટલાક દાખલાઓ શબ્દશઃ લઈએ તો તે જાણે કોઇનો પરિહાસ કરતા હોય કે કોઇને ઉતારી પાડતા હોય એમ લાગે છે. પણ વિચારવું જોઇએ કે લેખક છેક બાળ-પણથી પોતાના જીવનને લગતી કેટલીક ઘટનાઓનો નિર્દેશ કરવા બેઠા

છે. એટલે જે કાળે, જે ઉંમરે જે સ્થિતિમાં એણે જે આચર્યું કે જે કર્યું, કે જે વિચાર્યું તે જ લખે તો એમાં વસ્તુસ્થિતિની રજૂઆત ઉપરાંત બીજું કાંઈ અભિપ્રેત છે એમ માની લેવું એ લેખકને અન્યાય કરવા બરાબર છે. શ્રી નાનાભાઇ પોતે માસ્તરના ચાળા પાડતા એ ચાળાનો ઉલ્લેખ કરે છે ત્યારે શું તેઓ એ માસ્તરને ઉતારી પાડે છે? ઊલટું, તેઓ તો તે વખતની પોતાની બાળદશા અને બાળસુલભ ટીખળીપણાની માત્ર નોંધ લે છે. પોતાની સાવકી માતા વિશે જે કાંઈ લખે છે તે શું એ સાવકી માતાને વગોવવા? ખરી રીતે જેમ કુટુંબ અને સમાજમાં બધે બનતું આવ્યું છે, તેમ અમારે ત્યાં પણ બનેલું, એટલો જ તેમનો ભાવ છે; એથી વધારે નહિ.

શ્રીયુત નાનાભાઇમાં કેટલાક આગ્રહો છે. અને તેમાં કેટલાક આગ્રહો વધારે કડક પણ છે. હું આ આગ્રહોને દોષ લેખતો જ નથી. જો એ આગ્રહો ન હોત તો દક્ષિણામૂર્તિની આરાધનાનો પ્રવાહ ન ચાલુ રહ્યો હોત—ન વિકસ્યો હોત. દરેકને પોતાના અમુક આગ્રહો હોય છે. જે જીવનમાં કાંઈક નવું સર્જે છે તેના મૂળમાં એવા વિચારપૂત આગ્રહો જ હોય છે; નહિ તો એ આશાઅવળા વહેણમાં અને વટોળમાં ક્યાંય કૈં કાઇ જાય;

'ઘડતર અને ચણતર'ની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી હું ક્યારેક મુંબઇ ગયેલો. ત્યાં એક વિશિષ્ટ મિત્ર મળ્યા. તેઓ શ્રી ગિજુભાઈ અને શ્રી હરભાઈના વિદ્યાર્થી અને નિકટમિત્ર, અને શ્રી નાનાભાઇને પણ માનનારા. આમ એમને ત્રણે પ્રત્યે પુરો સદ્ભાવ. તેમણે મને કહ્યું કે 'ઘડતર અને ચણતર'માં શ્રી નાનાભાઇએ શ્રી ગિજુભાઇ અને શ્રી હરભાઇ આદિ વિશે ન લખ્યું હોત તો ચાલત. હું તે સાંભળી રહ્યો. મને તે વખતે અને આ સમીક્ષકનો લેખ સાંભળતી વખતે એટલું લાગ્યું કે અલબત્ત શ્રી નાનાભાઇએ

આટલી ચર્ચા ન કરી હોત તો કાંઈ અધૂરપ ન આવત અને અત્યારે એમ પણ કહી શકાય કે જે એ ભાગ તેઓ ગાળી શકતા હોત તો ગાળી નાખે એમાં પણ ખોટું નહી.

પરન્તુ મારે સાથે જ નિખાલસપણે કહેવું જોઈએ કે 'એ ભાગ' પ્રથમ આવૃત્તિમા છપાયો અને નવી આવૃત્તિમા છપાય તો ય તેમા માઠું લગાડવાનુ શું છે? દક્ષિણામૂર્તિના વિકાસ અને હ્રાસની કથામાં જે જે પ્રસગોએ અને નિમિત્તોએ ખાસ ભાગ ભજવ્યો હોય તેનું એ સંસ્થાના સ્થાપક અને નિયામક લેખે કોઈ વર્ણન કરે તો તેટલાં ઉપરથી એમ માની લેવુ કે લેખક એ મિત્રોને સાવ ઉનારી પાડવા લખે છે, એ જરા વધારે પડતુ છે. હુ પરિચયથી એટલુ તો જાણું છું કે જે મિત્રો છૂટા પડયા અને જે સાથે છે એ બધા પ્રત્યે શ્રી નાનાભાઈનો સદ્‌ભાવ છે જ. અમુક પ્રસ ગોમા અમુક નિમિત્તે વિચાર અને વ્યવહારમાં તડ પડે, જીવનના માર્ગો ફટાય, એનુ ઘટના લેખે નિરૂપણ કરવુ એમા સસ્થાના ઇતિહાસ પ્રત્યેની વફાદારી છે એમ મને લાગે છે.

એમાં શ્રી નાનાભાઈએ એક ભાઈનો જે પ્રસગ ટાંકયો છે તેનો હુ અંગત સાક્ષી છું. ધારો કે એ પ્રસગ ન જ ટાંકયો હોત તો કાંઈ દુનિયા ડૂબવાની ન હતી પણ એમણે એ પ્રસગ બહુ ટૂંકમા પણ નોધી સમાજ અને સસ્થામા છૂટ અને ઉદરતાને નામે કેવુ દામ્પત્યદ્રોહી વર્તન શરૂ થાય છે તે દર્શાવી સસ્થાના એક નિયામક લેખે નૈતિકતાની ચોકી કરી છે, એમા શકા નથી આ નોંધ ન કરી હોત તો તે મુક્તવિહારી અને સ્વચ્છંદી ભાઈનુ પોતુ કોની જાણમાં આવત? અને જે બહેનને અન્યાય થયો તે કોણ જાણત? આ રીતે આની ટીકા કરવી તે એક સાત્ત્વિક તપસ્યા છે.

શ્રીમાન નથુરામશર્મા શ્રી નાનાભાઈના ગુરુ. એમની એમના પ્રત્યે અનન્ય ભક્તિ. જ્યારે કોઈ બુદ્ધિશીલ, વિવેકી, સાચા ભક્તને ગુરુમાં ખાસ ખાસ ત્રુટીઓ દેખાય ત્યારે શું તેણે મૌન જ રહેવું !

**દોષા વાચ્યા ગુરોરપિ** એ દીર્ઘદર્શી ઋષિનું વચન યાદ રાખવું પડે. ગુરુની ત્રુટીઓ જોઈ તેમનાથી જુદા પડવું એ તો આર્યધર્મનો મુદ્રાલેખ છે.

હવે હું છેવટે મારી કથા તરફ વળું છું. સમીક્ષકે મારા વિશે જે લખ્યું છે તે સાચું છે. મેં પોતે જ પ્રસ્તાવનામાં કહ્યું છે કે ટીકા કરે તો એ સાચી જ કહેવાય. પરંતુ મારે અહીં ખુલાસો કરવો ૧૯૨ પૃષ્ઠ મારી સામે છે. મારા આ કથનથી સમીક્ષક મારા વિશે જોઈએ. મેં ' પડતર અને ચણતર 'માં પ્રસિદ્ધ થયેલ આખું લખાણ ક્રમે ક્રમે સાંભળેલું. જેમ જેમ ' કોડિયું 'માં પ્રસિદ્ધ થતું તેમ તેમ હું સાંભળ્યે જતો. એટલે આ લખાણના સંસ્કારો તો મારા મન ઉપર હતા જ. પણ જ્યારે હું પુરોવચન લખાવવા બેઠો ત્યારે મારી ઇચ્છા એવી હતી કે ફરી એ સમગ્ર લખાણ સામે આવે તો સારું. પણ કારણવશ માત્ર ૧૯૨ પૃષ્ઠ જ તત્કાળ સામે આવી શક્યાં. એટલે મેં લખી દીધું કે ૧૯૨ પૃષ્ઠ અત્યારે મારી સામે છે. આનો અર્થ એવો ન હતો કે બાકીનું લખાણ મેં સાંભળ્યું જ નથી, અથવા સાંભળ્યું હોય તો એ વિશે હું સાવ સંસ્કારશૂન્ય હતો. આનો અર્થ એટલો જ વિવક્ષિત હતો કે જો બાકીનાં પાનાં તે વખતે સામે હોત તો ફરી એ ભાગ સાંભળી તેમાંથી કાંઈ લેવા જેવું હોત તે લઈ હું પુરોવચન કાંઈક વિસ્તારી શકત.

સરિતકુંજ, આશ્રમરોડ
અમદાવાદ
અક્ષયતૃતીયા : વિ. સં. ૨૦૧૫

સુખલાલ

# બે બોલ

'ઘડતર અને ચણતર'ની બીજી આવૃત્તિ બહાર પડે છે ત્યારે મારે જે બે શબ્દ કહેવાના છે તે આ સાથે સમાજ પાસે રજૂ કરું છુ.

આ પુસ્તકમા મારો પ્રધાન ઉદ્દેશ દક્ષિણામૂર્તિનુ ચિત્ર સમાજ પાસે મૂકવાનો છે. જો આવું ચિત્ર યથાર્થરૂપમા રજૂ કરવુ હોય તો દક્ષિણામૂર્તિનાં તેજછાયા એમાં આવવાં જોઈએ એવી મારી ચોક્કસ માન્યતા છે. તેથી જ આ પુસ્તકનાં અમારી ભૂલો તેમ જ અમારી સિદ્ધઓને બને તેટલી તટસ્થતાથી મૂકવાનો પ્રયત્ન કર્યો છે,

પણ આખરે તો હું માટીનો માનવ છું; હું પોતે રાગદ્વેષથી પર હોવાનો દાવો પણ શી રીતે કરુ ? આનંદાશ્રમના મારા મિત્રો મહારાજ શ્રીમાન નથુરામશર્મા વિષે મે લખ્યું છે તેથી નારાજ થયા હોય; ચિ. ચંદન વિષે જે મે લખ્યું તેમાં હરભાઇ તરફ મમતાથી

દોરવાઈને મેં તેને અન્યાય કર્યો છે એવું પણ તેને લાગ્યું હોય; હરભાઈ–ગિજુભાઈના મિત્રોને પણ મેં એ બન્ને મહારથીઓને અન્યાય કર્યો છે એમ લાગ્યું હોય; આ ઉપરાંત પણ બીજાં કોઈ ભાઈબહેનોને પણ અન્યાય થયો એમ લાગ્યું હોય; તો આ સૌને પગે પડીને પણ હું જણાવવા માગું છું કે દક્ષિણામૂર્તિનું ચિત્ર મને દેખાયું તેવું મેં ચીતર્યું છે. તે તે ભાઈબહેનોને દક્ષિણામૂર્તિનું ચિત્ર અન્યથા લાગ્યું હોય તો તેઓ પણ પોતાના ચિત્રો સમાજ પાસે રજૂ કરી શકે છે અને મારા ચિત્રની ખામી કે એકાંગિતાને ટાળી શકે છે.

દક્ષિણામૂર્તિના આ ચિત્રમાં હરભાઈ, ગિજુભાઈ અને હું એ ત્રણ પ્રધાનપાત્રો છીએ. ખરી રીતે બોલું તો અમે ત્રણ દક્ષિણામૂર્તિનાં અવિભાજ્ય અંગો હતા. અમારામાંથી કોઈ એકને ખસેડો એટલે દક્ષિણામૂર્તિ તેટલી ખાંગી બને. પણ એક વાત મારે અહીં નોંધવી જોઈએ. અમારી ત્રણેયની જુદી જુદી વિશિષ્ટતાઓ અમારી પોતાની આગવી હતી તોપણ અમારામાંથી એકની ભૂલ તે અમારા સૌની ભૂલ છે એમ અમે વ્યવહાર કર્યો છે. અને તેથીજ લડતાં લડતાં પણ એકબીજાના રહી શક્યા હતા. આ ચિત્રમાં જ્યાં હરભાઈની કોઈ ભૂલનો ઉલ્લેખ કર્યો હોય ત્યાં પણ તે હરભાઈની એકલાની જ ભૂલ ન હતી પણ અમારા સર્વની હતી, એ રીતે જ અમે માન્યું છે અને તેથી જ અમારા વ્યક્તિગત તે તે દોષોને હું નીડરતાથી ચીતરી શક્યો છું. એટલે જ દિવાળીના દિવસે આંખલા લડે તેમ અમે લડ્યા હોઈએ તોપણ બેસતા વર્ષને દિવસે મરતરામની મોટરમાં અમે ત્રણે ય ધૂર્તો* ચીંગરેવડી ખાતાખાતા ફરવા નીકળતા

---

* અમે મિત્રો ઘણી વાર અમારી મંડળીને ત્રયાણામ્ ધૂર્તાનામ્ એવા પરિહાસ-સ્વચનથી સંબોધતા.

અને દાજીકાકા ( ડૉ. કાણે )ને ઘેર જઈને દિવાળીનો ભાગ માગતા. મને બરાબર યાદ છે : એક વાર હરભાઈ–ગિજુભાઈને ભારે તકરાર થઈ ને બંને રાતાપીળા થઈ ગયા. પણ પછી તરત જ ગિજુભાઈ હરભાઈને ઘેર ગયા અને સૌ. સંતોકબેનનો ગોળો ફોડવા તૈયાર થયા તે માંડ રોકયા.

પણ અમારા આવા અસ્રંગી જીવનની પાછળ જોઈએ તેવી આધ્યાત્મિક ભૂમિકા ન હતી એટલે વખત આવ્યે અમે તૂટી ગયા. વાચક જો આ દૃષ્ટિથી 'ઘડતર અને ચણતર' વાંચશે તો દક્ષિણામૂર્તિ સંસ્થાના બળાબળનું પારખું કરી શકશે. એ દિવસોમાં તો દક્ષિણામૂર્તિ એક સંસ્થા હતી; આજે તો અનેક દક્ષિણામૂર્તિઓ દેશમાં ઊગશે ને પાંગરશે. એવે વખતે દક્ષિણામૂર્તિનો ઉદય અને અસ્ત આવી સસ્થાઓના ચાલકોને ઉપયોગી થાય તો હુ મારો આ પ્રયાસ સફળ થયો માનીશ.

તા. ૮–૫–૫૯
લોકભારતી, સણોસરા

**નાનાભાઈ ભટ્ટ**

# ઘડતર અને ચણતર

## ખંડ પહેલો

: ૧ :

મારો જન્મ સં. ૧૯૩૮* ના કાર્તિક સુદ ૧ ( તારીખ ૧૨-૧૧-૧૮૮૨ ) ના રોજ થયો હતો. કહે છે કે મારા જન્મના ખબર મળ્યા કે તરત જ મારા દાદા છોટાભટ્ટે મારી કુંડળી તૈયાર કરી અને કુંડળી જોઈને તેઓ બહુ રાજી થયા.

મને સવા વરસનો મૂકીને મારી બા મરી ગઈ. આજે મને તેનું મોઢું પણ યાદ નથી. મારા માટે મારી બા એક કલ્પના રહી છે.

મારું મોસાળ બરવાળામા મારા દાદા હીરા પંડ્યા મને બરાબર સાંભરે છે. એ પોતે બહુ ભદ્રિક હતા. દરરોજ સવારે નાહી-ધોઈ, પાઠ પૂજાથી પરવારી, ખભે ઝોળી લઈને કુંભણ લોટ માગવા જાય અને સાથે ત્યાંનાં માંદાંઓને માટે થોડાએક દવાનાં પડીકાં પણ લેતા જાય. બારેક વાગ્યે લોટ

---

* સંવતમાં સ્વ. પૂ. નાનાભાઈની સરતચૂક થઈ છે. ગં. પૂ. અજવાળીબા પાસેના નાનાભાઈનાં જન્માક્ષર જોઈ ખાતરી કરી છે કે જન્મસંવત ૧૯૩૮ નહીં પણ ૧૯૩૯ હતી.—સંક્ષેપકાર.

માગીને પાછા આવે અને પછી રોટલા ખાય. બપોરના ખોરાકમાં મોટે ભાગે જાર-બાજરાનો રોટલો અને મોળી છાસની કઢી. સાંજે ખીચડી અને દૂધ. સવારે રોટલા પર અન્ન પવિત્ર કરવા જેટલું ત્રસકો ઘી.

મારા મોસાળમાં હું વધારે વખત રહ્યો નથી; પણ રહ્યો છું તેટલા વખતનાં સ્મરણો ઘણાં મીઠાં છે. મારા દાદાના ઘર પાસે શંકરનું એક મંદિર હતું. આ મંદિર પંડ્યાઓનું જ ગણાતું. બરવાળાના જુવાન પંડ્યાઓ દરરોજ નાહી-ધોઈને શંકરની પૂજા કરતા. શ્રાવણ માસમાં કે બીજા એવા ખાસ પ્રસંગોએ મંદિરમાં એકઠા થયેલા જુવાન પંડ્યાઓ "जय शंकर पार्वतीपते"નું સ્તોત્ર લલકારે, ત્યારે આખાયે સ્થાનમાં કેમ જાણે એક જાતની ભક્તિની હવા ફેલાઈ જતી.

બરવાળામાં અમે સૌ મારી મોટી બા સાથે સાંજે સ્વામી નારાયણના મંદિરે દર્શન માટે જતાં. ત્યાં દરરોજ સાંજે આરતી થાય ને પછી ભજનો ચાલે. એ આરતી અને ધોળ-ભજનો હજી આજે પણ મને સાંભરે છે. કહે છે કે મારી બા આદિને સહજાનંદ મહારાજ પર બહુ ભાવ હતો.

: ૨ :

મારી ફોઈએ મારું નામ 'નથુભટ' પાડ્યું. પણ હું છએક વર્ષનો થયો ત્યાં સુધી તો મને સૌ "મીટકું" (હાથીનું બચ્ચું) કહેતા. 'નથુભટ' નામ મારી મોટીબાને પસંદ ન હતું એટલે અંગ્રેજી પહેલી ચોપડીમાં પડ્યો ત્યારે મારું નામ 'નૃસિંહપ્રસાદ' પાડ્યું. પણ વર્ષો સુધી એ નામ જરીપ[illegible]

ઉપરથી કોઇની દૃષ્ટિએ ચડયું જ નહિ. માત્ર લગ્નના ચાર દિવસ મને 'નથુભટ' ન કહેવો એવો મારી મોટી બાનો હુકમ ફરી વળ્યો હતો.

મારી બા ગુજરી ગયા પછી મારી મોટીબા જ હુ મારી બા હતી ઘણા વખત સુધી તો હું એનેજ મારી ખરી બા માનતો અને મારા કાકાના દીકરાઓ પણ એને બા કહીને બોલાવે ત્યારે કહેતો : "એ મારી બા છે, તમારી કોઇની નથી "

'મોટી' બા ગુજરી ગયા પછી મારા પિતા કાલિદાસ ભારે દુઃખી થઈ ગયા મારા કાકા પણ થોડા વર્ષો પહેલાં વિધુર થયા હતા. તેમણે બીજાં લગ્ન કર્યા ન હતા હવે મારા પિતા પણ વિધુર થયા, એટલે ઘરનો ઘાટ બગડી ગયો ઘરનો વહેવાર વગેરે જોતા હવે મારા પિતાએ પરણવું જ જોઇએ એવો સૌનો આગ્રહ થયો, અને મારી પાચ વર્ષની ઉંમરે મારા પિતાએ નિરુપાયે ફરીથી લગ્ન કર્યા કહે છે કે આ બીજા લગ્ન પ્રસંગે મને ખભા પર તેડીને મારા પિતા અગ્નિ ફરતા ચાર ફેરા ફર્યા હતા

મારું કુટુંબ નાના ભટ્ટના કુટુંબ તરીકે ઓળખાતું. નાનાભટ્ટ એ મારા પિતાના દાદા થાય. એ પોતે બહુ ધાર્મિક પુરુષ હતા અને આખો દિવસ ધર્મ ધ્યાનમા ગાળતા. કહે છે કે એમનું વ્યવહારમા બહુ લક્ષ ન હતું.

એ નાના ભટ્ટના ભાઈ ત્રિકમભટ્ટ ભારે તેજ. ત્રિકમદાદા એ જમાનાના રાજવૈદ તેમજ લોકવૈદ રાજકુટુંબમા ત્રિકમ બાપાનું ભારે માન અને કડપ.

કહે છે કે ત્રિકમબાપા આવે ત્યારે ઠાકોર પોતાનો હોકો સંતાડે. એજ પ્રમાણે એ લોકવૈદ પણ હતા. ગામના શ્રીમંત વેપારીથી માંડીને ગરીબ માણસ સુધી સૌની સેવા માટે એ તૈયાર રહેતા, અને એમણે કોઈની પાસેથી દવાની રાતી પાઈ પણ લીધી નથી.

એક બે વાતો ત્રિકમબાપા વિષેની ભૂલી શકું તેવી નથી. એકવાર ત્રિકમબાપાને ભાવનગરના શ્રાવક ભાઈઓ કોઈ મુનિની દવા કરવા માટે, પરગામ લઈ ગયા, અને મુનિ સારા થયા પછી આ ત્રિકમબાપાની આનાકાની છતાં તેમણે તેમના હાથમાં સોનાનાં બે કડાં પહેરાવ્યાં. દવા કરીને ત્રિકમબાપા ભાવનગર આવ્યા ત્યારે સીધા ઘેર આવવાને બદલે નીલકંઠ મહાદેવમાં ગયા અને પોતાના હાથમાં પહેરેલાં બન્ને કડાં શંકરને ચરણે મૂકી આવ્યા.

એવોજ એક કિસ્સો રાજકુટુંબ અંગેનો છે. ત્રિકમબાપા દવાની પાઈ લેતા નથી એ વાત કોઈથી અજાણી ન હતી. ત્રિકમબાપાનો વ્યહવાર વધારે સુખપૂર્વક ચાલે એવી ભાવનાથી ભાવનગરના ઠાકોરે કારભારીની સાથે મંત્રણા કરીને એમને થોડાં ખેતરોનું દાન કરવાનો લેખ લખાવ્યો અને લેખ સહીસિક્કો કરીને તૈયાર કર્યો. એક વખત ત્રિકમબાપા દરબારમાં ગયા, ત્યારે ઠાકોરની હાજરીમાં કારભારીએ આ લેખ ત્રિકમબાપાના હાથમાં મૂક્યો.

ત્રિકમબાપાએ લેખ ઉપર નજર ફેરવી, અને પાછો કારભારીના હાથમાં મૂક્યો અને બોલ્યા: "તમારે મારાં છોકરાંને બ્રાહ્મણ રહેવાં દેવાં નથી ના ? મારે ખેતર શાં ને પાદર શાં ? તમે મને વટલાવવા માગો છો ?" તેમની આંખ

ભીની થઈ. ત્રિકમબાપાનું દર્દ કારભારી પારખી ગયા, એટલે એમણે લેખ પાછો રાખી લીધો; અને પછીથી ત્રિકમબાપાના મૃત્યુ પછી એમના નાના ભાઈને એ ગરાસ આપ્યો. એ ગરાસના નાનામોટા કજિયાઓએ અમારા બ્રાહ્મણપણાને લજવ્યું છે.

: ૩ :

મને મારા જીવનનો એક પ્રસંગ યાદ આવે છે. મારા કાકાના દીકરા મુ. લક્ષ્મીશંકર (લખુભાઈ) નાની ઉંમરે (૫૧ વર્ષે) ગુજરી ગયા. એ ગુજરી ગયા ત્યારે નવરાત્રિનો ચોથો દિવસ હતો. અમારા કુટુંબમાં એમના જ ઘરમાં માતાનો અખંડ દીવો પ્રગટી ચૂક્યો હતો. અવસાન પછી પાચમે દિવસ માતાનાં નૈવેદ્ય તૈયાર થયા અને સૌ નૈવેદ્ય ચાખવા બેઠાં, મુ. લખુભાઈના પિતા મોરારજી ભાણા પર બેઠા પણ સ્વભાવિક રીતે ખીર ખાધા વિના ઊઠી ગયા. કહે છે કે આ વખતે માતા ભારે કોપ્યાં. હું આ વખતે બહારગામ હતો. બહારગામથી આવ્યો ત્યારે મને ખીર ન ખાધાની અને માતાના કોપની માહિતી મળી. માતાના કોપને શમાવવા માટે ચૈત્ર માસમાં ફરી વખત માતાનું સ્થાપન કરીને મોરારજીએ ખીર ખાવી એવો ધર્મ-નિર્ણય થયો. આ બધું સાંભળીને હું તો સમસમી ગયો અને બોલ્યો : "જગન્માતા તો ઊલટાં પ્રસન્ન થાય કે કોપે ? કોણે કહ્યું કે માતા કોપ્યાં ?"

"આ નર્મદાશંકરને માતા આવ્યાં અને હાથ પછાડીને બોલ્યાં કે હું કોપી છું."

"એ માતા બોલ્યાં કે નર્મદાશંકર બોલ્યા ?" મેં સવાલ કર્યો, "જગન્માતા આવી રીતે કોપે નહિ અને કોપ્યાં હોય તો એ જગન્માતા નહિ!" પણ મારું કોણ માને ? પછીના ચૈત્ર માસમાં અમે ફરીથી નૈવેદ્ય કર્યાં ને મોરારજીએ ખીર ચાખી. માત્ર મેં એકલાએ ખીર ખાવાની સ્પષ્ટ ના પાડી. મારા આ પાપ માટે માતા મારા પર ક્યારે કોપે છે એની હું હજુ આજ સુધી રાહ જોતો બેઠો છું.

હું મોટો થયો ત્યારે માતાના ને આવા બીજા ચમત્કારો મેં જોયાં છે, મારા જીવનમાં કોઈ કોઈ વામમાર્ગના ઉપાસકોનો પણ મને સારો પરિચય થયો છે, અને એમના ચમત્કારો પણ મેં જોયા છે. પણ સમજણો થયા પછી આ ચમત્કારો કરનારાઓના જીવન મને એટલાં બધાં ક્ષુદ્ર જણાયાં કે એ ચમત્કારો પર અને એની શક્તિ પર મને સૂગ આવી છે, અને એ સૂગ હજુ આજે પણ ગઈ નથી.

સાચી ધાર્મિકતાને આવા ચમત્કારો સાથે લેવાદેવા નથી. જેમ નદીનું પાણી વહેતું બંધ થાય ત્યારે તેમાં છીયાં, ઘાસ વગેરે ઊગી નીકળે છે, તેમજ જીવનમાં ધર્મસંસ્કારોનો પ્રવાહ બંધ થાય ત્યારે વહેમો, માન્યતાઓ, ચમત્કારો વગેરે ઊગી નીકળે છે. એ જ ભાષામાં બોલીએ તો આ પ્રકારની માન્યતાઓ એ ધાર્મિક જીવનમાં એક જાતના સડાની નિશાની છે.

: ૪ :

મારા દાદા છોટાભટ્ટને અમે નાના દાદા કહેતા. એમનું શરીર એકવડિયું હતું, વર્ણ કાળો હતો, મોઢું દૂબળું હતું. અમારા કુટુંબમાં છોટાભટ્ટ બહુ 'ફરસી' ગણાતા. નાનાભટ્ટના

વખતની ગરીબીમાથી એમણે કુટુ બને બહાર આણ્યું એમણે ભાગવતને પોતાની મેળે જ બેસાર્યું હતું, અને છતાય એમની ભાગવતપારાયણ સાભળવા માટે લોકોની પડાપડી થતી. જ્યારે કલ્યાણભટ્ટનો અને છોટાભટ્ટનો વહીવટ વગેરે જુદાં પાડવાનો વખત આવ્યો ત્યારે પચ પાને છોટાભટ્ટે પોતાનો વિચાર જણાવ્યો, "મોટા ભાઇને ચાર પુત્રો છે, ને મારે બે પુત્રો છે, એટલે વહેચણીમા મોટાભાઇને ભાગે બમણું મૂકો" પચને છોટાભટ્ટની આ વાત વ્યવહારી ન લાગી એટલે એમણે તો બે ભાઇઓના બે સરખા હિસ્સા મૂકયા; પણ છોટાભટ્ટ, પોતે જીવ્યા ત્યા સુધી, મોટાભાઈના પુત્રોને બે ભાગ આપ્યા અને પોતે એક ભાગ રાખ્યો.

છોટાભટ્ટ અવસાન પામ્યા તે પહેલાંનો એક કિસ્સો મેં સાંભળ્યો છે છોટાભટ્ટ ભાગવત સપ્તાહ પારાયણ માટે બેઠેલા ત્યારે એમને રૂા. ૨૦૦૦) જેટલી રકમ પોથી ઉપર આવી, અને ગગાભાઇએ પોતે છોટાભટ્ટને શોખ હતો એવું બારીક રેશમીકોરનુ ધોતિયુ તેમને આપ્યુ સપ્તાહ પૂરી થયા પછી બીજે દિવસે છોટાભટ્ટ ગામમા ગયા અને જે વેપારીને ત્યાંથી ગગાભાઇએ ધોતિયુ ખરીદેલુ તે વેપારીને ધોતિયું પાછુ આપીને રૂા. ૨૫) રોકડા લઈ તેઓ ઘેર આવ્યા ઘેર આવીને વાળુ કર્યું, ત્યારપછી મોડી રાતે મારી ચંદુબાને જગાડીને કહે "મારો દેહ છ માસમાં પડવો જોઇએ આજે મને દુર્બુદ્ધિ થઇ એટલે હું ધોતિયું પાછું આપી આવ્યો!"

મારી બાને તો આ શબ્દો વજ્ર જેવા લાગ્યા, પણ આખરે એ સાચા ઠર્યા: બે ત્રણ માસ પછી એક વાર છોટા ભટ્ટ ભાગવતનો પાઠ પૂરો કરીને ઊઠતા હતા ત્યા કરોડને છેડે

આવેલા હાડકા ઉપર ડામચિયો લાગ્યો અને તેમને તમ્મર આવી ગયાં.

આ ઘા છોટાભટ્ટને જીવલેણ નીવડ્યો. બરાબર એકાવન વર્ષની ઉંમરે એમણે પોતાનો દેહ છોડ્યો. સાંજને વખતે અગ્નિમાં આહુતિઓ અપાઈ રહી હતી અને છોટા ભટ્ટ પથારીમાં સૂતા સૂતા તેમના મંત્રો મનમાં બોલતા હશે ત્યાં એમની આંખ મીંચાઇ.

: ૫ :

મારા નાના દાદા છોટા ભટ્ટ ગુજરી ગયા પછી મને ધૂડી નિશાળે મૂક્યો. પણ હું વધારે વખત ન રહ્યો.

ધૂડી નિશાળેથી મને ગુજરાતી શાળામાં મૂક્યો. આ શાળા તે ખોજા હીરજીભાઇ જમાલભાઈની શાળા. મારા ફુઆ રેવાશંકર પાઠક આ શાળામાં મોટા માસ્તર હતા. આ શાળામાં હું ચાર વર્ષ રહ્યો.

ગુજરાતી ચાર ધોરણો પૂરાં કરીને હું અંગ્રેજીમાં પડ્યો. હું હોંશિયાર વિદ્યાર્થી ગણાતો એટલે શિક્ષકો મારી આશા પણ રાખે, પણ શિક્ષકોની આશાને નિષ્ફળ કરવામાં અને ઠોઠ ગણાવામાં મને એક જાતનો આનંદ આવતો, મારા માટે મારી આસપાસના વર્ગમાં હું હોઉં તેથી જુદી જાતની છાપ પડે ને હું ટીકાપાત્ર બનું એથી હું અંદરખાનેથી હરખાતો. મને યાદ છે, હું અંગ્રેજી પાંચમાં ધોરણમાં હતો. મારા શિક્ષક ભારે સજ્જન અને મહેનતુ હતા. અમારી હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં ચાર વર્ગો હતા. એ ચારેય વર્ગમાં હું

સૌથી પ્રથમ રહું એવો મારા વર્ગ શિક્ષકનો મનોરથ હતો, અને એ સિદ્ધ કરવા માટે, એમણે મારી પાછળ ઠીક ઠીક મહેનત પણ કરી હતી. પણ હું બરાબર પરીક્ષાને વખતે પ્રશ્નપત્ર લખવાને બદલે હાઈસ્કૂલના ચોગાનમાં ગંજીપો ટીપવા બેસી ગયો. ભલા શિવસુખરામભાઈને આ ખબર પડી એટલે મારો કાન પકડીને તેઓ મને વર્ગમાં લઈ ગયા. ત્યાં મોડો મોડો પણ પ્રશ્ન પત્ર લખાવ્યો ને આખરે તેમનો મનસૂબો પાર પડ્યો ! ઠેઠ છઠ્ઠા ધોરણ સુધી હું રખડુ વિદ્યાર્થી હતો; માત્ર કોઈ વર્ષ નાપાસ ન થયો એટલું મારું સદ્ભાગ્ય !

આ દિવસોના મારા માસ્તરો માટે આજ સુધી મને માન બુદ્ધિ રહી છે. એક તમાચા ભેગો ગાલ આખો લાલચોળ કરી મૂકનાર માનભાઈ માસ્તર, વર્ગમાં એક પદ આવ્યું કે તરત જ અનુસંધાનમાં કાલિદાસ-ભવભૂતિના શ્લોકો બહેકાવનાર, નૃસિંહપ્રસાદ અંજારિયા માસ્તર, આખી સ્કૂલ ઊથલપાથલ થઈ જાય તોપણ જેમનું રૂંવાડુ ન ફરકે એવા સૂરતના મહાસુખરાય, શિવસુખરામ અને આ બધા વચ્ચે ધ્રુવ તારા જેવો સાયન્સના પ્રયોગોના ધડાકા કરનારો જાડિયો ભાંકો ખવાસ–આ બધાંય સ્મરણો આજે પણ તાજાં છે, આ વર્ષો દરમિયાન મારા માસ્તર ફેરામજી શેઠે ઇલિયડ શીખવતી વખતે મને ગ્રીક દેવકથાઓ પર શોખ પેદા કર્યો અને નૃસિંહપ્રસાદ અંજારિયાએ પોતાના મધુર કંઠથી મારામાં સંસ્કૃત સાહિત્યનો શોખ જગાડ્યો.

: ૭ :

આટલો મારો અગિયાર વર્ષ દરમિયાનનો અભ્યાસકાળ. પણ શાળાના રીતસરના માસ્તરો ઉપરાંત પણ મને કેટલાક

ગુરુઓ મળ્યાં હતાં. ખરો તેમાં સૌથી અગ્રસ્થાન છે ભાનુશંકર શાસ્ત્રીનું. ભાનુશંકર શાસ્ત્રી ધમડાછાના રહેવાશી. તેમને યશોનાથનાં મંદિરમાં પૂજા કરવા માટે રાખેલા. તેઓ પોતે શુદ્ધ બ્રાહ્મણ; વેદાન્તના પ્રખર અભ્યાસી. પ્રો. મણિલાલ નભુભાઈ અને પ્રો. જે. કિશનદાસ કણિયા જેવા ધુરંધર વિદ્વાનો એમની પાસે શિષ્યભાવે જતા. ભાનુભાઈ શાસ્ત્રી સ્વભાવે શાંત અને નિરભિમાની. મારા પિતાએ તેમની ગુરુભાવે સેવા કરેલી મને યાદ છે. એમના આખાય કુટુંબ સાથે અમારે ઘર જેવો સબંધ બંધાયો હતો. હું મારા પિતા સાથે ઘણી વખત તેમની પાસે જતો અને કલાકો સુધી બેસતો. તેમણે મને કોઈ દિવસ કશુંય રીતસર ન શીખવ્યું, પણ તેમના શાન્ત નિરભિમાની જીવનની મારા પર ઊંડી છાપ છે.

એવા જ ગુરુ નીલકંઠ મહાદેવના અચ્યુતસ્વામી. અચ્યુત મહારાજ વામમાર્ગી સાધુ ગણાતા; એમની ઉંમર ૧૨૫ વર્ષની કહેવાતી. એ નીલકંઠ મહાદેવની એક અલાયદી ઓરડીમાં રહેતા અને ત્યાં પોતાના ધ્યાન વગેરે કરતા. હું એમને દરરોજ લંગોટી વાળીને પોતાની પેશાબની કૂંડી ઉલેચતા જોતો. અમને છોકરાઓને એ ઘણી વાર પ્રસાદ આપતા અને યોગની વાતો પણ કરતા. હું તેમને જ્યારે જ્યારે જોતો ત્યારે ન સમજી શકું એવું એક કુતૂહલ મને થયા જ કરતું. એમની વાતોએ મારા મનમાં કેટલાંય સ્વપ્નો ઊભાં કર્યાં હશે. એમની પ્રત્યે મારો પૂજ્યભાવ ઘણો થયો હતો. એમનો દેહ પડ્યો ત્યાર પહેલાં ચોવીસ કલાકે એમણે પોતાની તૈયારી કરી લીધી હતી; પછી બારણાં બંધ કરી આસન વાળીને એમણે દેહ છોડ્યો. મારા પિતા વગેરેએ એમના

ઓરડાનાં કમાડ તોડીને ઉઘાડ્યાં ને પછી એમને સમાધિસ્થ જાહેર કર્યા. અચ્યુતસ્વામીના અવસાન પછી દિવસો સુધી કોણ જાણે કેમ મન નીલકંઠ મહાદેવમાં પગ મૂકવાનું મન ન થયું.

આ બે મૂંગા ગુરુઓ. મારો ત્રીજો ગુરુ પછેગામની પેડલી પછેગામ મારી માતા અને મારા પિતાનું મોસાળ. એ દિવસોમાં જ્ઞાતિસંસ્થા ભારે જોરથી ચાલતી એટલે અનેક પ્રસંગોએ મારે પછેગામ જવાનું બનતું. પછેગામ એ દિવસોમાં અમારુ પ્રશ્નોરાઓનું વિલાયત ગણાતું. અમે પ્રશ્નોરાઓ આમ તો બ્રાહ્મણો, પણ બીજા બ્રાહ્મણોના કરતાં અમારામાં એક વિશિષ્ટતા છે એમ અભિમાન વિના કહી શકાય. એ દિવસોના અમારી જ્ઞાતિના રીતરિવાજો પર દૃષ્ટિ નાખું તો કહી શકું કે ગામડાઓમા બ્રાહ્મણ તરીકે રહેવાની કળા જો કોઈ જ્ઞાતિએ વધારે સારી કેળવી હોય તો તે પ્રશ્નોરા જ્ઞાતિએ

હું કળા કહું છું, શાસ્ત્ર નહીં, આચાર કહું છું, વિચાર નહિ. ગરીબાઈથી રહેવું, શાસ્ત્ર સંસ્કાર નિરંતર ચાલુ રાખવા, જમવામા સાદો છતા પૌષ્ટિક આહાર લેવો, સ્વચ્છતા ચુસ્ત રીતે પાળવી, વૈદાથી અને કથાવાર્તાથી દેહ નિર્વાહ કરવો દરરોજ ભિક્ષા માગવી અને યજમાનનો જે રોટલો મળે તેથી સંતોષ માનવો. એ દિવસે પછેગામના પ્રશ્નોરા વૈદો કોળી વાઘરીની નાડ પહેલી જોતા. એ દિવસે પ્રશ્નોરા સ્ત્રીઓ ખડ વાઢવા જતા કે છાણા વીણવા જતા શરમાતી નહીં. એ દિવસે પ્રશ્નોરાઓ નાના ફાળિયા પહેરીને ઉઘાડે શરીરે ફરતા સંકોચ પામતા નહી. એ દિવસે દરરોજ સાંજે પેડલી ઉપર શાસ્ત્રચર્ચાઓ

ઘતી અને પ્રશ્નોરા બીઓને તેમ જ બાળકોને અનાયાસે શાસ્ત્રવચનોનો લાભ મળતો. આ દિવસોમાં હું પછેગામ જતો ત્યારે મને પણ આવી વાતો સાંભળવાને મળતી અને હું બહુ જ રસથી એ વાતો સાંભળતો. આવા પ્રસંગોએ પછેગામના ભટ્ટ ઇશ્વરભાઈ ગૌરીભાઈ જે વાર્તાઓ કહેતા તે વાર્તાઓએ મને મંત્રમુગ્ધ બનાવ્યો હતો. એમનો મહાભારતનો અભ્યાસ અને વાર્તા કહેવાની એમની શૈલીએ, બંનેએ એમની વાતોને એક ચોક્કસ પ્રકારનું રૂપ આપ્યું હતું. આપણાં પુરાણો તરફ, આપણાં મહાભારતરામાયણ તરફ, આપણાં શાસ્ત્રો તરફ મારું સૌથી પ્રથમ આકર્ષણ કરવાનું માન જો કોઈને જતું હોય તો તે આ પેડલીના શાસ્ત્રીઓને અને એ શાસ્ત્રીઓના પણ મુખી એવા ઇશ્વરભાઇને જાય છે. આજે દિવસો ફરી ગયા છે. પછેગામ તો એનું એ છે; પછેગામની નદી પણ એની એ છે. પ્રશ્નોરાની ખડકી ય એની એ જ છે, છાણની પેડલી તો આજે પણ એની એ છે, પણ પેડલીનો બેસનાર એ દિવસનો પ્રશ્નોરો આજે કયાં છે ? એ દિવસની શાસ્ત્રનિષ્ઠા આજે કયાં છે ? એ દિવસની બ્રાહ્મણવૃત્તિ આજે કયાં છે ? પછેગામની આ પેડલી પણ મારો મોટો ગુરુ.

: ૬ :

મને ગોળ ખાવાની બહુ ટેવ. ગોળ વિના હું એકેય ટંક જમું નહીં; એટલું જ નહીં પણ સાંજે ખીચડીમાં ગોળ ચોળ્યા પછી જ તેને હાથ અડાડું.

ગોળને અંગે મારા જીવનનો એક કિસ્સો મને બરાબર યાદ છે: અમારા કુટુંબમાં એક મરણ થયું. તેનો શોક

ફરજિયાત રીતે એક વર્ષ સુધી ચાલ્યો. એટલે એક વર્ષ સુધી ઘરમાં, કશું મિષ્ટાન્ન થયું નહીં. વર્ષને અંતે જ્યારે શોક મૂકવાનો વખત આવ્યો ત્યારે સવારે લાપશી રાંધવાની હતી. મારાં ફઈ લાપશી માટે ગોળ કાઢવા મેડીએ ગયાં અને ગોળનું વાસણ ઉઘાડીને જુએ તો ગોળ જ ન મળે! ફઇબા તો આશ્ચર્ય પામ્યા ને મારી ચંદુબાને કહે : "બા! એ બા! માટલામાં તો ગોળ નથી."

"હે શું બોલે છે? જરા ઊંડા હાથ નાખ, ઊંડો; ગોળ સરી ગયો હશે."

પણ હાથ ઊંડો નાખે તોય ગોળ નીકળે કયાંથી?

"ઈ ઓલ્યા મોહનાના કામા હશે." ફઇબા બોલ્યાં.

"ઈ ઠીક, હળવું લોહી હવાલદારનું!" મોહન ઊકળી ઊઠયો. "નથુડાને કહેવાય નહીં એટલે દે મોહનાને."

"મને શું છે? પૂછોને ઓલી સંતોકડીને?" મેં પણ માથેથી ટાળવાનું કર્યું.

"બોલ, અલી સંતોકડી! ગોળની ખબર છે?" મારાં ફઈએ આંખ કાઢી.

"બા! મને તો કાલે જ એક કાંકરી ગોળ મોહને આપ્યો હતો." સંતોક બીતી બીતી બોલી.

"પણ આ તો આખો ઘડો ખાલી છે." મારાં ફઈ બોલ્યાં.

"નથુ ભટ્ટ અને મોહન રોજ સાંજે નિશાળેથી આવીને ઉપર ચડી જાય છે, તે ખાતા હશે. તે મને કશી ખબર નથી. મને મારીશ મા." સંતોક બાપડી રોઈ પડી.

દરમિયાન અમે બન્ને દફતરો લઈને ખાધા પીધા વિના નિશાળ ભેગા થયા.

સાંજે ઘેર આવ્યા ત્યારે ચંદુએ અમારા માટે લાપશી ચોળી રાખી હતી તે અમે પેટ ભરીને ખાધી. આજ બિચારી સંતોકે પેટ ભરીને માર ખાધો હતો, તેને પણ અમારી સાથે લાપશી મળી, એટલે તે કૃતાર્થ થઈ.

સહેજ વધારે સમજણો થયા પછી મેં એક ચોરી કરી : મેં અને મારા ભાણેજમિત્ર લક્ષ્મીશંકરે. લક્ષ્મીશંકરના મામા ભદ્રશંકરનું ખિસ્સાઘડિયાળ ચોરીને અમે સીધા ગુજરીમાં ગયા. ત્યાં ઘડિયાળ વેચ્યું. તેના પૈસામાંથી નાસ્તો-પાણી ઉડાવ્યાં. થોડાંએક ચિત્રો વેચાતાં લીધા. પાનપટ્ટી ચડાવી અને બાકીના પૈસા ખિસ્સામાં મૂક્યા. સાંજે અમે બન્ને ઘેર આવીએ ત્યાં તો "ઘડિયાળ કોઈ ઉપાડી ગયું, ઘડિયાળ કોઈ ઉપાડી ગયું"ની હવા ઊભી થઈ હતી, પણ મને એની ખબર નહીં. હું તો ઘેર આવીને હાથપગ ધોઈ વાળુ કરવા બેઠા, ત્યાં મારી ચંદુબાએ વાત કાઢી:

"બા ! શેની વાત છે ?" મેં પૂછ્યું.

"એતો ભદ્રશંકરના ખિસ્સામાંથી ઘડિયાળ ગઈ છે. અમને એમ કે મોહને લીધી હશે. મોહન તો ના પાડે છે." ચંદુ બોલી.

"બા ! મોહનને ક્યાં ખબર છે ? ઘડિયાળ તો અમે લીધી છે." મેં જણાવ્યું.

"તો ચોરી છે ! ત્યારે બોલતો શું નથી ?" મારાં ફઈ બોલ્યાં. "હા, મેં અને ભાંકાએ લીધી છે; પૂછો ભાંકાને," મેં જણાવ્યું.

"તો લાવ ઘડિયાળ; હું ભદ્રશંકરને આપી આવું." મારાં પિતા બોલ્યા.

"ઘડિયાળ તો અમે ગુજરીમાં વેચી દીધી." મેં કહ્યું.

"કેટલા રૂપિયામા ?" પિતાએ પૂછયું.

"અઢી રૂપિયામાં," મેં જણાવ્યું.

"અઢી જ રૂપિયા ?" મારા પિતા બોલ્યા.

"બોકો કહે, જે આપે તે લેવું છે." મેં જણાવ્યું.

"લાવો એ અઢી રૂપિયા" પિતાએ કહ્યું.

"એમાંથી અમે નાસ્તો કર્યો, ચિત્રો લીધાં, પાન ખાધાં ને વધ્યા તે પૈસા મારા ખિસ્સામાં પડ્યા છે." મેં જણાવ્યું.

મારા પિતાએ મારા ખિસ્સામાથી પૈસા લીધા, તેમા બીજા પણ ઉમેર્યા અને ભદ્રશંકરને આપી આવ્યા. મોહન આ વખતે તેમની સાથે ગયો હતો. મોહને મને કહ્યુ, "નથુ ભટ્ટ ! તું માની ગયો એટલે બચી ગયો હો, બાકી બાંકાને તો એની બાએ ધોઈ નાખ્યો છે, ધોઇ !"

આ તો બધી મારી ટેવો. પણ આ ટેવોની બહાર મારું તોફાન ઘણું હતું. મારા એ દિવસો યાદ કરું છું ત્યારે મને મારાં પોતાનાં બાળકો પણ ઘણાં શાંત જણાય છે. હોળીના દિવસોમાં લાગટ પંદરેક દિવસો સુધી દરરોજ છાણાં ચોરવા જવું અને કોઈ કોઈ વાર તો ખુદ કમાડ પણ ઉઠાવી લાવવાં, ભૂંડાં નામોવાળા ગાજરનાં બીબા કરી તેને માણસોના વાંસા પર છાપવાં, દેદો કૂટતી છોડીઓ પર ધક્કા મારવા ને તેમનાં ગાળો ખાવી, મોઈ-દાંડિયાની રમઝટ બોલાવવી, દિવાળીના

દિવસોમાં હાથમાં ફટાકડા ફોડવાનું જોખમ ખેડવું, હોળીના દિવસોમાં ભોજાય ઉપર પિચકારીઓ મારી મારીને તેમને ભીંજવી નાખવી, હેમાશાને બાળવાની કાણ કાઢવી, રજાના દિવસોમાં ઠેઠ રૈવાપરીથી પણ દૂર દૂર ખારી સુધી રખડવું ને તળાવડીમાં નાહવા પડવું, દૂર ગંઢેચી સુધી ક્રિકેટની મેચ જોવા ઊપડવું; સાહેબલોકોની બકરીઓ દોહી પીવી, નીલકંઠ મહાદેવની આંબલી પર ચડીને, ડાળ પર ઘોડો પલાણીને કાતરા ખાવા ને ચરણીઓ વાટવી આ અને આવાં અનેક પ્રકારનાં તોફાનોથી હું મારી ચંદુને ઘણીવાર પજવતો. ચંદુ ઘણી વાર મને કહેતી; "આજે તો હું બેઠી છું એટલે તારું ચાલે છે;, પણ હું નહીં હોઉં ત્યારે તારી કઈ મા બધું સાંખશે ?" પણ મારા સદ્‌ભાગ્યે હું ભણીને મહુવાની અંગ્રેજી શાળાનો હેડમાસ્તર થયો ત્યાં સુધી મારી ચંદુ જીવી અને મારી ટાઢક લઈને ગઈ.

પણ મારાં આ બધાં તોફાનોની સાથે સાથે બીજું પણ થોડુંએક થતું. હું ઘણીવાર નાહીને નીલકંઠ મહાદેવની પૂજા કરવા જતો. નવરાત્રિના દિવસોમાં ગરબી તૈયાર કરવામાં ને ગરબી માટે તેલ ઉઘરાવવામાં સારો ભાગ લેતો. દરરોજ સાંજે મહાદેવની આરતી વખતે ઝાલર વગાડવા જતો ને પ્રસાદ લઈને જ પાછો આવતો. ગામમાં કે મહાદેવમાં કોઈ સાધુસંન્યાસી આવ્યા હોય તો તેમની પાસે પહોંચી જતો ને તેમની સેવા ચાકરીમાં લાગી જતો.

પણ એક વાત નોંધું ? આ બધાંય વર્ષ દરમિયાન હું દાતણ લગભગ કરતો નહીં. ખરી રીતે મેં દાતણ કરવાનું

સત્તરમા વર્ષથી જ શરૂ કર્યું. મારા સદ્‌ભાગ્યે મારા દાંત હજુ સુધી સારા રહ્યા છે, શેરડી ખાઈ શકું તેવા.

આ કાળના મારા મિત્રો ઘણા હતા. પણ દિલની મૈત્રી, તો હતી એક મારી ફઈના. મોહનની સાથે. રહેવામાં, ખાવા પીવામાં સુવા–બેસવામાં, રમવામાં, રખડવામાં, પરગામ જવામાં, તોફાનમાં, વઢવામાં, અમે બે સાથે જ રહેતા. ઘણી વાર તો કલાકો સુધી વાતો કર્યા કરતા. હું સોળ વર્ષે જ્યારે મેટ્રિકમાં પડયો ત્યારે મોહન નોકરી પર ચડયો ને પછી જીવ્યો ત્યાં સુધી દુઃખી દુઃખી જ રહ્યો ! તદ્દન ઓછું ભણેલો, શીળીનાં ચાઠાં, એક આંખમાં ફૂલું, રૂપમાં મને પણ વટી જાય તેવો, અને આખાબોલો. મોહન હજી આજે મારા હૃદયમાં મિત્રસ્થાને છે.

આ સિવાયના મિત્રો સાથેનો મારો સંબંધ તો ગાઢ હતો; પણ એ મિત્રો મોટે ભાગે ચારિત્ર્યહીન હતા એમ કહી શકાય. એમાના કેટલાએક તો ઊંધે રસ્તે ઘણા આગળ નીકળી ગયેલા હતા. પણ પ્રભુકૃપાથી એમના અવળા માર્ગમાંથી હું ઠેઠ છેલ્લે પગથિયે જઈને ખચી ગયો. કોઈએ કેમ જાણે મને હાથ પકડીને ખચાવી લીધો એમ કહું તો ખોટું નથી.

બરાબર આ કાળમા તેરચૌદ વર્ષની ઉંમરે મારાં લગ્ન થયા. મારો લગ્નપ્રસંગ મને બહુ યાદ નથી. મારી ચંદુને મને પરણાવવાના બહુ કોડ હતા તે મને યાદ છે! મારી ઉંમર સોળ વર્ષની થઈ ત્યારે મારા જીવનમા એક મોટો પલટો આવ્યો. મારી સ્ત્રીનું નામ શિવલક્ષ્મી હતું. સૌ એને શિવબાઈ કહેતા. એ બહુ રૂપાળી હતી નહીં, મને રૂપાળી વરતાતી. પરણ્યા પછી એકવાર દિવાળી ઉપર શિવ અમારે

ઘેરે આવી. મારા મનમાં મળવાની ઉગ્રતા જાગવા માંડી હતી પણ મળાય શી રીતે ?

મારા જેવડી મારી બહેનો ચોકીપહેરો ભરતી હોય ત્યાં મારું શું ચાલે ? એવામાં એકવાર શિવ પોતે મેડી પર છાનીમાની આવી ચડી. જીવનમા હું પહેલોવહેલો જ એને મળ્યો.

મારાથી પૂછાઈ ગયું "આ વખતે તો તું રોકાઈશ ના ?" શિવની આંખમાં આંસુ આવ્યાં. "હું શું રોકાઉં ? તમે રોજ ઊઠીને તમારા ભાઈબંધોને લાવ્યા કરોછો ને હું બળી જાઉં છું. હું તો હવે પછી આવનાર નથી."

આ શબ્દોથી મને ભારે આઘાત લાગ્યો.

"ભાઈબંધો તો આવેજના ? તું એમને ક્યાં ઓળખે છે. ?" "એ બધાને હું પગમાંથી ઓળખું છું. એ બધાય સારા નથી. ! એ હશે ત્યાં સુધી હું આવવાની નથી." શિવે રોતાં રોતાં જણાવ્યું.

"એમની ભાઈબંધી છોડું તો ?"

"તો તો હું પાછી ત્રણ મહિને જ આવીશ"

"પણ તારી બા આવવા નહીં દે તો ?"

"તો હું કહીશ કે મારે જવુ છે."

"પણ અહીં થી ચંદુ તેડાવશે નહીં તો ?"

" તો હું મારા ભાઇની સાથે ચાલી આવીશ," સાસરે આવવા જેવડી થઈ છું તો પછી તેડાની રાહ નહીં જોઉં."

"તો એ ભાઈબંધો ગયા જ સમજ"

"તો મને આવી સમજો."

સંવાદ ચાલતો હતો ત્યાં સી. આઈ. ડી. અમલદાર આવી પહોંચ્યો, ને અમે છૂટાં પડયાં।

આ બન્યું ધનતેરશને દિવસે. બેસતું વર્ષ એટલે મારો જન્મ દિવસ. એ દિવસે સવારથી મારા મિત્રો આવવા લાગ્યા મેં સૌને જણાવી દીધું કે "આજથી આપણી ભાઈબંધી બંધ." બે દિવસ સુધી મને ઊંઘ ન આવી. આ મિત્રોને છોડી હું કયા 'જઈશ' એ વિચારે મને ભારે મૂંઝવ્યો. બે દિવસ ન ખાધું, ન પીધું, શિવના શબ્દોની પાછળ જે નિર્મળતાનો આગ્રહ હતો તેણે જાણે મને બાંધી લીધો.

"કેમ નથુ ભટ્ટ! આમ એકદમ આપણી ભાઈબંધી છોડવાનું કાંઈ કારણ?"

"કારણ કાંઈ નહીં."

"પણ અમારો વાંક ગુનો?"

"વાક ગુનો નહીં. મારે હવે ભાઈબંધી નથી રાખવી એવો મારો નિશ્ચય છે.

મારા ભાઈબંધોએ મને સમજાવવા માટે ભારે કોશિશ કરી, બે દિવસ સુધી એ સૌ મારે ઘેર જ પડયા પાથર્યા રહ્યા પણ મેં મારો નિર્ણય કરી લીધો હતો. ત્રીજે દિવસે સૌ મારી પાસે એકઠા થઈને આવ્યા ને બોલ્યા :

"તો ત્યારે રામ રામ ! હવે તું ય, દોસ્ત ! જોઈ લેજે."

ત્યારથી એ મિત્રો ગયા તે ગયા. ફરીથી એમની સાથે મૈત્રી થઈ નથી એ બધા મિત્રોનું ઉત્તર જીવન જોઉં છું

મહારાજશ્રી પોતે પણ વ્યવહાર નથી કરતા? ગુરુપદ અને આશ્રમ એ પણ વ્યવહાર નહીં તો બીજું શું છે? મારી આ મૂંઝવણનો ઉકેલ મને મહારાજશ્રીએ ચીંધ્યો : "વ્યવહારનું સેવન ધર્મબુદ્ધિથી કરો. જે ધર્મ જીવનમાં ઉતારી ન શકાય તે ધર્મ નથી." કૉલેજમાં 'ईशावास्यमिदं सर्वम्' નો પાઠ લીધો હતો તે નવો અવતાર લઈને મારી પાસે જાગૃત થયો અને શિક્ષકના ધંધાનો શોખ અને તેમાં ધર્મબુદ્ધિ બન્ને એકઠાં મળ્યા એટલે મારા વ્યવહાર તથા ધર્મ બન્ને મને વધારે તેજસ્વી થતાં લાગ્યા.

પણ એક મૂંઝવણ ટળી તેને સ્થાને બીજી મૂંઝવણ ઊભી થઈ. આજની ચાલુ શિક્ષણપ્રથાથી હું સારી રીતે પરિચિત હતો. ભાવનગર જેવા સ્થાનમાં પણ શિક્ષણ ધીમે ધીમે બજારુ ચીજ થતું જતું હતું. ઉપનિષદ કાળનાં ગુરુ-શિષ્ય જીવનનાં ચિત્રો મનમાં તાજાં હતાં; આશ્રમમાં મહારાજશ્રી સાથેનો મમતાભર્યો સંબંધ પણ ચાલુ જ હતો. ત્યારે હાઈસ્કૂલ-કૉલેજના નિર્જીવ સંબંધો કેટલા બધા સાલે! કૉલેજમાં મોટા પગાર લઈને આવું શિક્ષણ આપવું અને વળી તેમાં ધર્મબુદ્ધિ રાખવી એ કેવું બેહૂદું હતું? ધર્મબુદ્ધિથી પ્રેરિત શિક્ષણ શું આવું હોય? આ નવી ગડમથલ મારાં મનમાં ઊભી થઈ અને મારો ઉકળાટ પહેલાં હતો તેથી વધી પડ્યો. આ ઉકળાટ શમ્યો ઇ. સ. ૧૯૧૦ના ડિસેમ્બરની ૨૮ તારીખે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનની સ્થાપના થઈ ત્યારે.

આ રીતે જોઈએ ત્યારે સ્પષ્ટ દેખાય છે કે દક્ષિણામૂર્તિની સ્થાપનામાં હું પ્રેરાયો હતો કેવળ મારા સ્વાર્થથી.

મારે મારો ઉકળાટ શમાવવો હતો, મારે મારા જીવનનો સમન્વય કરવો હતો એટલા માટે જે જે બળોએ મને દક્ષિણામૂર્તિની સ્થાપનામા તેમ જ તેના પોષણમા મદદ કરી છે, અને આજે પણ જે જે બળો મને શ્રીદક્ષિણામૂર્તિના સંચાલનમા નાની મોટી મદદ કરી રહ્યા છે, એ સૌનો હુ આભારી છુ અને રહીશ જ મારુ આ આભાર દર્શન માત્ર કોઈ વિવેક પૂરતુ ન સમજે એમ ઈચ્છુ છુ

## ખંડ ત્રીજો

### ૧

મારા જીવનમા આ વખતે દક્ષિણામૂર્તિએ ડોકિયુ કર્યુ અને જોતજોતામા એણે મારુ આખુય જીવન આવરી લીધુ

ઈ સ ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીનો છ વર્ષનો ગાળો કાઠિયાવાડના ઈતિહાસમા અને ખાસ કરીને કેળવણીની દિશામા મારા માટે ચિર સ્મરણીય હેશે જે વખતે દેશ-બંગમા અરવિંદબાબુના નેતૃત્વ નીચે રાષ્ટ્રિય કેળવણીની હાકલ વાગતી હતી, જે વખતે મહારાષ્ટ્રમાં ફર્ગ્યુસન કાલેજના પાયા ધીમે ધીમે ચણાતા હતા, જે વખતે મદ્રાસ બાજુથી થિયોસોફિકલ સોસાયટીએ દેશીય શિક્ષણને નવો રગ આપવા માડ્યો હતો, તે વખતે આ કેળવણીના પુનરુત્થાનના વિચારો કાઠિયાવાડમાં પણ અથડાયા વિના રહ્યાં નહી અમરેલીમા તેમ જ રાજકોટમા ગૃહજીવનની ખોટ પૂરી પાડવા માટે જુદી જુદી કોમના છાત્રાલયો [ બોર્ડિંગ હાઉસ ] અસ્તિત્વમા આવ્યાં મહારાજ શ્રીમાન નથુરામ શર્માનો આશ્રમ પણ

આ જાતના પ્રવાહથી રંગાયો હતો. મહારાજ શ્રીમાન નથુરામ શર્માએ પોતે તેમ જ તેમના કેટલાક અગ્રગણ્ય શિષ્યોએ વિદ્યાર્થીઓમાં ધાર્મિકતાની ઊણપ પૂરી કરવા માટે આવું એકાદ ગુરુકુળ કાઢવાનો વિચાર કર્યો. આ વિચારોનો પરિપાક તે ભાવનગરનું 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'

એક વાર મહારાજ શ્રીમાન નથુરામ શર્મા મેંદરડા બિરાજતા હતા. મેંદરડાથી બીલખા અમે સૌ ઘોડાગાડીમાં આવવા નીકળ્યા. મહારાજશ્રીની ઘોડાગાડીમાં એક બાજુ મહારાજશ્રી પોતે બેઠા હતા, અને તેમની બાજુએ શ્રી ઓધવજી હીરજી બધેકા, સ્વ. હરગોવિંદભાઇ તથા હું એમ ત્રણ જણા બેઠા હતા આ વખતે આશ્રમની છાયા તળે વિદ્યાર્થીઓની ધાર્મિક વાતાવરણવાળી સંસ્થા શરૂ કરવાનો વિચાર વધારે પાકો થયો. આવી સંસ્થાનું સ્થળ ભાવનગર રાખવું કે બીલખા એ સંબંધે ઠીક ઠીક ઊહાપોહ થયો; પરંતુ છેવટે મારા તરફના સદ્ભાવથી પ્રેરાઇને મહારાજશ્રીએ ભાવનગરના સ્થાનને પોતાની અનુમતિ આપી અને કાર્તિકી પૂનમને દિવસે કે એ અરસામા સંસ્થા ખોલવાનો આખરી નિર્ણય થયો.

જે ગાડીમા મહારાજશ્રીની સાથે અમે આવતા હતા એ ગાડીમા જ સંસ્થાનું નામ પાડવામા આવ્યું. અને અમારા ઓધવજી હીરજી બધેકા સંસ્થાની ફઈબા બન્યા. શ્રી દક્ષિણામૂર્તિદેવ મહારાજ શ્રીમાન નથુરામ શર્માના ઉપાસ્ય દેવ હતા. દરરોજ સ્નાન કર્યા પછી મહારાજશ્રી દક્ષિણામૂર્તિ સ્તોત્રનો પાઠ કરતા અને અમે શિષ્યો પણ એનો પાઠ કરતા. બીલખાના પુસ્તકાલયને 'દક્ષિણામૂર્તિ પુસ્તકાલય' એવું નામ મહારાજશ્રીએ આપેલું. આ બધા કારણોથી પ્રેરાઇને શ્રી

ઓધવજીભાઈ એ સંસ્થાને 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન' એવું નામ આપવું એવો વિચાર જાહેર કર્યો અને મહારાજશ્રી તથા અમે બ નેએ એ વિચારને વધાવી લીધો. મને પોતાને એ નામ ગમ્યું તેનું સૌથી મોટું કારણ એ હોય કે ઉપર જણાવ્યા કારણો ઉપરાંત આખી દક્ષિણામૂર્તિ દેવની કલ્પના મને મારા કેળવણીના વિચારોને વધારે બ ધ બેસતી લાગી.

આ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની ઉત્પત્તિ.

હું પોતે એ વખતે શામળદાસ કૉલેજમાં પ્રોફેસર હતો એટલે દક્ષિણામૂર્તિ બોર્ડિંગ હાઉસને સંભાળવાનું કામ મુખ્યત્વે મારા પર આવ્યુ, અને શ્રી ઓધવજીભાઈ હીરજી બધેકા તેમ જ સદ્દગત હરગોવિંદદાસ અજરામર પંડયા એ બંને મારા મુરબ્બીઓ સંસ્થાના સંચાલનમાં મુખ્ય મદદકર્તા બન્યા.

ભીલખાથી હું ભાવનગર પાછો ફર્યો ત્યારે મારું મન આ સંસ્થાને વિચારે એટલું બધું રોકી લીધું હતું કે બીજા કોઈ પણ વ્યવસાયમાં મારું ચિત્ત કામ કરી શકતું નહીં. શરૂઆતનાં વર્ષોમા, મારે ખેદ સાથે જણાવવું જોઈએ કે, દક્ષિણામૂર્તિના કામના મારા રસને લીધે મારું કૉલેજનું કામ પણ પ્રમાણમાં શિથિલ થયું હશે શરૂઆતનાં વર્ષોમાં આ નવા કામના ભારથી હું કેટલો બધો દબાઇ ગયો હતો તેનો મને આજે પણ સ્પષ્ટ ખ્યાલ છે. હું પોતે આજ સુધી વ્યવહારથી બિલકુલ અજાણ્યો હતો એમ કહી શકાય. છાત્રાલયના કેવા કેવા નિયમો કરવા, છાત્રાલયની ઈંટાળીથી માંડીને ઉતરડ કેમ ઊભી કરવી, રસોડું કેમ ખડું કરવું અને ચલાવવું, વિદ્યાર્થીઓ સાજા માંદા થાય તેમની સારવાર કેવી રીતે કરી લેવી, રસોઈયાઓ, બાઈઓ

તેમ જ બીજા નોકરો પાસેથી કેવી રીતે કામ લેવું, વિદ્યાર્થીઓ પરસ્પર લડે ત્યારે તેમનાં કજિયા કેમ પતાવવા જુદી જુદી ટેવો લઈને આવેલા વિદ્યાર્થીઓને સંસ્થાના એક ઢબના કાર્યક્રમમાં કેવી રીતે જોડવા, વિદ્યાર્થીઓને અભ્યાસમાં કેવી રીતે મદદ કરવી—આ અને આવા અનેક નાનામોટા સવાલોથી શરૂઆતના દિવસોમાં હું એટલો બધો ગભરાઈ જતો કે એક વખત તો હું એકાંતમાં રોઇ પડેલો. પણ આ વર્ષોની અને ભવિષ્યનાં વર્ષોની સૌથી મોટી હૂંફ મને સ્વર્ગસ્થ હરગોવિંદદાસ ( મોટાભાઈ )ની હતી એટલે જ મારું ગાડું ચાલ્યું એમ મારે સ્પષ્ટ રીતે જણાવવું જોઈએ. અહીં મારે એ પણ જણાવી દેવું જોઈએ કે મેં બીલખા આનંદાશ્રમના સહવાસ દરમિયાન મહારાજ શ્રીમાન નથુરામ શર્મા પાસેથી જે કાંઈ મેળવ્યું તેના કરતાં ઘણું વધારે સ્વર્ગસ્થ મોટાભાઇ પાસેથી મેળવ્યું છે. એમના અને મારા સંબંધને હું આપણી ભાષામાં એક જાતનો ઋણાનુબંધ જ ગણું છું. એમની હૂંફમાં હું માણસો પાસેથી કામ લેતાં શીખ્યો, એમની હૂંફમાં દક્ષિણામૂર્તિ સસ્થાને હું મારું પોતાનું ઘર માનતાં શીખ્યો.

ઇ. સ. ૧૯૧૦ના ડિસેમ્બરની ૨૮ મી તારીખે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ. રીતસરનો ઉદ્‌ઘાટનવિધિ તો સવારે નવ વાગે હતો, પણ સ્વર્ગસ્થ મોટાભાઇએ અને મેં વહેલી સવારે નાહીધોઈ, પૂજાપાઠથી પરવારીને એકાંતમા દક્ષિણામૂર્તિ દેવનું પૂજન કર્યું અને તેમની પાસે સંસ્થાને ચલાવવાનું બળ માગ્યું. સવાર ૯ વાગ્યે ભાવનગરના નાયબ દિવાન સાહેબ ત્રિભોવનદાસ ત્રિવેદીને હાથે સંસ્થાનું ઉદ્‌ઘાટન થયું. ઉદ્‌ઘાટન વિધિ સાવ સાદો કરવામાં આવ્યો હતો. આ વખતે ભાવનગરના દિવાનપદે

સર પ્રભાશંકર પટ્ટણી હતાં છેલ્લા થોડાં એક વર્ષોથી મારો અને પટ્ટણી સાહેબનો સબંધ નિકટનો થતો જતો હતો; ઉપરાંત સ્વર્ગસ્થ મોટાભાઈ તો ભાવનગરના સ્ટેશનના સ્ટેશનમાસ્તર હતા તેથી અને ઉપરાંત એમની સાધુતાને લીધે એમનો ને પટ્ટણી સાહેબનો સંબંધ ઠીક ઠીક મમતામયી હતો. ભીલખાથી ભાવનગર પાછા ફરીને હું અને સ્વર્ગસ્થ મોટાભાઈ પટ્ટણી સાહેબને મળ્યા. દક્ષિણામૂર્તિ સંસ્થા શરૂ કરવાની અમારી વાત્ત સાંભળીને તેઓ બહુ પ્રસન્ન થયા, અને પોતાનાથી બનતો બધો સાથ અમને આપવાનું તેમણે જણાવ્યું. એમના આગ્રહથી ભાવનગર સ્ટેશન પાસેની મહાજન ધર્મશાળાનો અર્ધો ભાગ અમને વાપરવા માટે મળ્યો અને માગશર વદિ બારસને દિવસે એમની ગેરહાજરીમાં એમનો હોદ્દો ભોગવતા ત્રિભોવનદાસભાઈના હાથે સંસ્થાનો ઉદ્‌ઘાટનવિધિ થયો. મહાજનની ધર્મશાળા આ વખતે કેટલી જીર્ણ અવસ્થામાં હતી તે વાચક સહેજે કલ્પી લે. ભીંતોનું અને કમાડોનું કશું જ ઠેકાણું ન હતું; ધર્મશાળાની ચારે બાજુ ગંદા પાણીથી ભરેલી એક મોટી ગટર નિરંતર ખદબદતી હતી. આ મકાનનાં તૂટેલાં બે કમાડને ફૂલહારની દોરીથી બાંધીને ઉભા રાખ્યાં; ત્રિભોવનદાસભાઈએ આ ફૂલહારની દોરીને છોડીને સંસ્થાની ઉદ્‌ઘાટન-ક્રિયા કરી, આ દિવસે દાખલ થયેલ પાંચ-સાત વિદ્યાર્થીઓ સાથે અમે સૌ કંસાર જમ્યા અને એ વખતના ભાવનગરના બેત્રણ પ્રતિષ્ઠિત માણસો સાથે એક કામ ચલાઉ વ્યવસ્થાપક મંડળ નીમી દીધું.

સ્ટેશન પાસેની આ ધર્મશાળા આરોગ્યની દૃષ્ટિથી તે દિવસે કેટલી નપાવટ હતી તે સૌ કોઈ સમજી શકે તેમ છે.

પણ વાપર્યું હતું. એમ હું આજે પણ કહી શકું છું. કારણ કે ધર્મશાળાના મકાનથી વીશ ફૂટ જેટલે મોટાભાઈનો પોતાનો રહેવાનો બંગલો હતો. પણ મોટાભાઈનું રહેઠાણ આટલું બધું નજીક હતુ એમ કહેવું બસ નથી. એ વર્ષોમાં મોટાભાઈનો બગલો અને દક્ષિણામૂર્તિ બોર્ડિંગ બન્ને જુદા જુદા નિવાસો ન હતા પણ એક જ નિવાસ હતો એમ કહેવું જોઈએ. મોટાભાઈએ પોતાના ઘર અને દક્ષિણામૂર્તિ વચ્ચે ભેદ રાખ્યો ન હતો, અને તેમના ઘરનાં તમામ માણસોએ આ નવી સંસ્થાને પોતાનું ઘર જ માન્યું હતું. એ દિવસોમાં ભાવનગર શહેરનો પાણીનો ત્રાસ એ જગજાહેર વસ્તુ છે; પણ અમને એ ત્રાસ ઓછો નડયો કારણ કે મોટાભાઈના બંગલાનો નળ અને સ્ટેશનના નળો અમે છૂટથી વાપરી શકતા. સંસ્થામાં રસોયો ગેરહાજર હોય તો મોટાભાઈના ઘરના બૈરાંઓ રોટલા ઘડે, સંસ્થામા વિદ્યાર્થી માંદો હોય તો તેની સારવાર માટે રેલવેના દાક્તર આવે, સંસ્થામાં કોઈ ચીજી વસ્તુ ખૂટતી હોય તો વિદ્યાર્થીઓ બગલેથી ઉપાડી લાવે, સંસ્થામાં મારી ગેરહાજરી હોયતો મોટાભાઈના દીકરા વગેરે મારી ગેરહાજરી વર્તાવા ન દે, સંસ્થામાં મહેમાન આવી પડયા હોય તો એ મહેમાનોની સગવડ મોટાભાઈને બંગલે થાય; અને આ બધાથી ચડી જાય એવી અગત્યની સેવા એ કે મોટાભાઈ દરરોજ રાતે વિદ્યાર્થીઓની સાથે સંસ્થામાં સુવા આવે આજે આ બધી વસ્તુઓ કોઈને હવાઈ વાતો લાગતી હશે; પણ મારી આંખ આગળ આ ચિત્ર એટલું બધું તાદૃશ છે કે સંસ્થાના પાયાની આ બધી સેવાઓ સામે મારી સેવાઓ મને સાવ મામૂલી લાગે છે, અને સંસ્થા કાઢીને મેં વિદ્યાર્થીઓને તાલીમ આપી હોય એના કરતાં કેમ જાણે મેં પોતે જ જીવનની તાલીમ માટે આ સંસ્થા

કાઢી હોય એવી સ્પષ્ટ પ્રતીતિ મને થઈ છે. એટલા માટે જ હજી આજે પણ મિત્રોને કહું છું કે દક્ષિણામૂર્તિ સંસ્થાને મેં ઘડી છે એ સાચું છે તેના કરતાં દક્ષિણામૂર્તિએ મને ઘડ્યો છે એ વધારે સાચું છે.

હું દક્ષિણામૂર્તિના કામમાં પડ્યો એની પાછળ પ્રેરણા મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્માની એ વાત સાચી; મેં સંસ્થાનું સંચાલન હાથ ધર્યું એની પાછળ મારી ધર્મબુદ્ધિ એ વાત પણ સાચી; પણ આખરે તો હું નવા જમાનાથી રંગાયેલો એક જુવાન જ હતો. એક એમ. એ. હતો, એક પ્રોફેસર હતો; એટલે દક્ષિણામૂર્તિમાં હું સો ટકા રસ લઉં અને દક્ષિણામૂર્તિ માત્ર એક સાધારણ બોર્ડિંગ હાઉસ જ બની રહે એ અશક્ય જ હતું. મને તો મારા સ્વપ્નની એક મોટી આશ્રમશાળા કાઢવાના કોડ હતા. એટલે બીજે જ વર્ષે અમે સંસ્થામાં એક પ્રયોગાત્મક વર્ગ શરૂ કર્યો સંસ્થામાં અંગ્રેજી ચોથા ધોરણના જે વિદ્યાર્થીઓ હતા તેમને અમે ગામની શાળામાં મોકલવાનું બંધ કર્યું અને આ વિદ્યાર્થીઓ સંસ્થાના જ વર્ગમાં ભણે એવી ગોઠવણ કરી.

એ વર્ગોમા વિષય શિક્ષણમાં કેટલાક ફેરફારો કર્યા. ઇતિહાસ શિક્ષણમાં સ્વ. રણજીતરામ વાવાભાઈએ નવીદષ્ટિ દાખલ કરી સમાજશાસ્ત્રને પણ એમાં સ્થાન આપ્યું. સંસ્કૃત 'પરિચય પદ્ધતિ'ને નામે પાછળથી જાણીતી થયેલ પદ્ધતિથી શીખવવાનો અખતરો મેં કર્યો.

પણ હું તો ત્રણ ઘોડે ચડયો ! કૉલેજનો પ્રોફેસર, દક્ષિણામૂર્તિનો ગૃહપતિ અને નવા વર્ગનો શિક્ષક ! આ વર્ગની આખરી જવાબદારી કોને માથે ? અમે કોઈ ગ્રેજ્યુએટને

શોધી એ કામ તેની પાસેથી લઈ શકયા હોત પણ દક્ષિણામૂર્તિ જેવી સસ્થા કાઢીને બીજાઓને નોકરીમાં રાખી સંસ્થાની સત્તા અને દોરવણી મારા હાથમાં રાખવાં એવો બિલકુલ મનોરથ મને ન હતો હું તો જાતે જ કેળવણીના મારા ભાગ્યા તૂટ્યા વિચારોને મૂર્તિમંત કરવા ઇચ્છતો હતો, એટલે હવે તો મારે જ નવા વર્ગનું શિક્ષણ કાર્ય રીતસર હાથ ધરવું એવો મેં વિચાર કર્યો અને તે વિચાર મારી સ્ત્રીને, મારા સગાઓને, મિત્રોને અને મારા સદ્ગુરુને જણાવ્યો કૉલેજની મોટા પગારની નોકરી, ભવિષ્યમા ઉત્તરોત્તર મળનારા લાભ, પેન્શન, પ્રતિષ્ઠા એ બધું જતું કરવાના ગેરલાભ અને બીજી બાજુ દક્ષિણામૂર્તિ સંસ્થાની સદ્ધરતા અને ભાવિ પ્રગતિ વિશેની આશકા—એ બન્ને વિચાર કરી મારી સ્ત્રી, સગા, મિત્રો કે ગુરુજી કોઈએ મારા આ વિચારને સ્વીકાર્યો નહીં પણ મારા માટે તો આ પગલુ અનિવાર્ય હતું. દક્ષિણામૂર્તિમા મારો અંતરનો રસ વધતો જતો હતો અને કૉલેજની નોકરીમા મારી અકળામણ વધતી જતી હતી આખરે મે કૉલેજમાથી બે વર્ષની રજા લીધી ને માસિક રૂા ૫૦/-ના પગારથી દક્ષિણામૂર્તિની રીતસરની નોકરી સ્વીકારી. એ ઘડીથી માડીને આજની ઘડી સુધી દક્ષિણામૂર્તિનો પગારદાર નોકર જ રહ્યો છું.

બે વર્ષની રજા પૂરી થવા આવી અને મારે ફરીથી વિચાર કરવાનો પ્રસંગ ઊભો થયો જે બે વર્ષોની રજા મને મળી હતી તેમા પેન્શન કોન્ટ્રિબ્યૂશન માફ થયું હતું, પણ હવે એ માફ થવાના સંયોગો ન હતા. જો મારે અથવ તો સંસ્થાને કૉલેજમા મારો નોકરીનો હક્ક જાળવવા માટે

પેન્શન કૉન્ટ્રિબ્યૂશન ભરવું પડે તો એ રકમ મારા કે સંસ્થાન ગજા ઉપરવટની હતી. એટલે મેં કૉલેજમાંથી રાજીનામું આપ્યું. આ રાજીનામાથી મારા કુટુંબીઓમાં મોટો ફફડાટ થયો. કૉલેજના મારા અધ્યાપકમિત્રોમાં ઊહાપોહ જાગ્યો, પ્રશ્નોરા જ્ઞાતિમાં ચર્ચા ઊઠી અને ભાવનગરના અમલદાર વર્ગમાં પણ આશ્ચર્ય ફેલાયું. મારું રાજીનામું જ્યારે મહારાજા ભાવસિંહજી પાસે પહોંચ્યું ત્યારે તેમને મારી આ મૂર્ખાઈ પર રોષ આવ્યો ને મારા જેવા છોકરાને તેમણે પાસે બોલાવીને ધમકી પણ આપી, 'માસ્તર! પછી જો નોકરી માગવા આવશો તો હું રાખવાનો નથી, હજુ ચેતી જાઓ અને આ કાગળિયો પાછો લઈ જાઓ. મહારાજાની આ ધમકી પાછળ જે ભાવ હતો તે હું જાણતો હતો એટલે મેં નમ્રતાથી પણ મક્કમતાથી જણાવ્યું, "નહીં આવું." મહારાજાએ મારા રાજીનામા પર મંજૂરીની મહોર મારી અને હું પ્રોફેસર મટી ગયો.

× × ×

સદ્‌ગત મોટાભાઈ સાથે રહીને મેં પોતે જ મારી જાતને આ કેળવણી આપવી શરૂ કરી, એટલે હું પડ્યો રસોયાને કેળવવામાં, કોઠારીને કેળવવામાં, ખુદ મારી જાતને કેળવવામાં.

શરૂઆતમાં મને થયું ખરું કે જો હું આમાં પડીશ તો સંસ્થાનું કામ બગડશે પણ મારી આ ભૂલ મને તરત જ સમજાઈ ગઈ. આ બધી વાતો કેળવણીની જ વાતો હતી, અને પુસ્તકિયા કેળવણી તો જીવનની વિશાળ કેળવણીનો માત્ર એક નાનો ભાગ હતો એમ મને સમજાયું. ખરી

રીતે તો એમ કહી શકાય કે વિદ્યાર્થીઓને તાલીમ આપવા નીકળેલો નાનાભાઇ ખુદ પોતાને જ તાલીમ આપવામાં પડ્યો. આજે દીવા જેવું સ્પષ્ટ દેખાય છે કે આપણી શાળા-મહાશાળામાથી નીકળેલા વિદ્યાર્થીઓ જીવતરની સાચી કેળવણી તો બહાર નીકળે ત્યારે જ લે છે. શાળા-મહાશાળાની પુસ્તકિયા કેળવણીને જીવતરની આ સાક્ષાત્ કેળવણીની સાથે જોડ્યા વગર બંને પ્રકારની કેળવણી પાંગળી જ રહે છે.

આજે આ વાતો જેટલી મને દેખાય છે તેટલી સ્પષ્ટ તે દિવસે દેખાતી ન હતી. એ વિચારોનો ઉગમ મને દક્ષિણામૂર્તિમાં થયો ખરો, પણ તેનો પરિપાક દક્ષિણામૂર્તિમાં ન થયો. પરિપાકનું સદ્ભાગ્ય પામવા માટે મે ભાવનગર છોડયું.

પણ એની ઝાખી શરૂઆત સ્ટેશન પાસેની ધર્મશાળામાં થઈ ચૂકી હતી હું મોટાભાઈ સાથે દાણાબજારમાં ફરવા લાગ્યો, જુદી જુદી જાતના ચોખા, જાત જાતના ઘઉ, કયા સારા, કયા નરસા, કયા મધ્યમ એ બધું સમજવા લાગ્યો; હળદર, ધાણાજીરું, મરી, મીઠું, તેલ, ઘી વગેરે તપાસવા લાગ્યો, અને તેમના ગુણ-દોષ સમજવા લાગ્યો, એ બધાને જાળવવાની તરકીબો પણ હું સમજવા લાગ્યો. તે એટલે સુધી કે ૮-૯ વર્ષમા તો હુ કોઠારનુ શાસ્ત્ર લખી શકું તેવુ સૌને લાગ્યુ. અને અનુભવને અતે કોઠાર તથા ભોજન માટેના કેટલાક વ્યવહારૂ વિચારો મે દક્ષિણામૂર્તિના કોઠારમા લખીને સોપી દીધા

માણુસ જેમ દેવ છે તેમ પશુ પણ છે ના? એ પશુતાને ભૂલીને શું માણુસ કુદકો મારીને દેવ થવાનો છે? આ પશુ-

તાને ઊર્ધ્વગામી કરવામાં આ વિષયનું જેટલું જ્ઞાન જરૂરી છે તેટલું દરેકે મેળવી લેવું જોઈએ.

દક્ષિણામૂર્તિની શરૂઆત થઈ ત્યારે મારી ઉંમર અઠયાવીશ વર્ષની હતી. કૉલેજમાંથી પાસ થઈને હું તુરત જ શિક્ષકની નોકરીએ ચડ્યો અને કૉલેજના પ્રોફેસર પદેથી જ દક્ષિણામૂર્તિ સંસ્થા શરૂ કરી. એટલે મને પોતાને વ્યવહારનો અનુભવ કેટલો ઓછો હશે તેની વાચકે કલ્પના જ કરી લેવી જોઈએ. દક્ષિણામૂર્તિ શરૂ કરી તેની આગલી રાત સુધી તો મારા મનમા કલ્પનાના અનેક ઘોડાઓ દોડયા કરતા હતા; અને કેમ જાણે વિદ્યાર્થીઓની સાથે રહીને તેમને તાબડતોબ સંસ્કારી બનાવી દઈશ એવી એવી મહેચ્છાઓથી મારું હૃદય ઊછળી જતું હતું. દક્ષિણામૂર્તિની સંસ્કારિતાની પરંપરા ઊભી કરવા માટે મને અનુકૂળતા થાય એ ઉદ્દેશથી મારા ગુરુભાઈઓએ પોતાના પુત્રોને પહેલે જ દિવસે તેમાં દાખલ કર્યા.

સંસ્થા શરૂ થયે ત્રણચાર દિવસ જ થયા હશે ત્યાં એક માંદા વિદ્યાર્થીને પેશાબ કરતાં કરતાં ઝાડો થઈ ગયો. ખાળ બગડી છે એ બીકે અને ઠપકો મળશે એ ધાસ્તીથી વિદ્યાર્થી છાનોમાનો સૂઈ ગયો.

હું ફરતો ફરતો નીકળ્યો ત્યારે મારી નજર ચોકડી ભણી ગઈ. ત્યાં મેં કોઈનો ઝાડો પડેલો જોયો; ઝાડા ઉપર માખીઓ બણબણતી હતી.

ઝાડો કોણે કર્યો હશે ? એને શોધી કાઢું ! જેણે ઝાડો કર્યો હશે તે માનશે ? ન માને તો ? આવી તપાસ કરું ત્યાં સુધી આ ઝાડાને એમને એમ રહેવા દેવો ? જલ્દી સાફ ન કરું ? કોણ કરે ? હું કરું ? મારાથી થાય ? મારી

ડયુટીમાં ( ફરજમાં ) એ આવે ? કૉલેજના વિદ્યાર્થીઓ એ જાણે તો ? મને હસશે નહીં ? કૉલેજના પાટિયા પર લખશે તો ? હજી તો ગઈ કાલે જ મેં જાહેર નથી કર્યું કે "ગૃહપતિ વિદ્યાર્થીઓનાં માત પિતાને સ્થાને છે ?" હું આ લોકોનાં માબાપના સ્થ ને નહીં ? આ મારા કુટુંબીજનો નહી ? મેં મારી ચંદુતું મેલું નથી ઉપાડયું ? આ અને આવા ઘણા વિચારો મારા મનમાં કિડિયારાની જેમ ઊભરાવા લાગ્યા. અને હું અકળાઈ ગયો. પણ મારાથી અકળાવાય કેમ ? ઝાડો અને તેના પર બણબણતી માખીઓ તો મને કયારની ચે પડકારતી હતી. આખરે મેં હિંમત કરી મેલું ત્યાંથી ઉઠાવી લીધું. મેલું ઉઠાવ્યા પછી મારું મન સાવ હળવું થઈ ગયું. મેં એક પ્રકારની પ્રસન્નતા અનુભવી, અને દસ્ત કોણે કર્યો કોણે નથી કર્યો એ તપાસની નિરર્થકતા મને સમજાઈ ગઈ. પાછળથી જે વિદ્યાર્થીએ ઝાડો કર્યો હતો એણે જ આવીને મને તે વાત જણાવી અને હું રાજી થયો.

મને તે દિવસે કલ્પના પણ ન હતી કે સંસ્થામાં એકલા વિદ્યાર્થીઓ જ નથી હોતા. મને કલ્પના પણ ન હતી કે સંસ્થામા મારા પ્રયત્નોને ધૂળ મેળવનાર એવા કોઠારી પણ હોઈ શકે, એવા રસોયા પણ હોઈ શકે; એવી કામ કરનારાવાળી પણ હોઈ શકે; મને તે દિવસે કલ્પના પણ ન હતી કે વિદ્યાર્થીઓ પોતે પણ પોતાના ભાવિક પિતાઓથી સ્વતંત્ર એવું પોતાનું મન લઈને આવવાના છે. અને માબાપનો આપેલો બહારનો દેખાવનો રંગ ઘણી વખત અંદરના રંગથી જુદી જ જાતનો હોય છે. મારા જેવા નવા સવા ગૃહપતિને મનમાં ગમે તેવી ઉત્કટ ભાવનાઓ હોય પણ એ ભાવનાઓને સંસ્થામાં મૂર્તિમંત કરવાને માટે જે વ્યવહારદક્ષતા અને

હથરોટીની જરુર હોય છે, તે મારામાં ક્યાં હતી ? આ બધાયનું સૌથી પહેલું દર્શન મને દક્ષિણામૂર્તિ શરૂ કર્યા પછી જ થયું. મને તે દિવસે જ બરાબર સમજાયું કે વિદ્યાર્થીઓને બરાબર ઘડવા હશે તો થોડે ઘણે અંશે મારે મારા રસોયાને ઘડવો પડશે, કામ કરનારી બાઈઓને પણ ઘડવી પડશે, કોઠારીને પણ ઘડવો પડશે અને એ સૌને ઘડયા પહેલાં મારી જાતને ઘડવા માટે આજે હવે મુંબઈની ટ્રેનિંગ કૉલેજમાં જવાની જરૂર ન હતી. મારી જાતને ઘડવા માટે દક્ષિણામૂર્તિ શરૂ કર્યા પછી નિરાંતે વખત મળવો મુશ્કેલ હતો, મારે માથે શામળદાસ કૉલેજના પ્રોફેસર તરીકેનો ભાર તો ચાલુ જ હતો, અને તેમાં કલ્પનામાં નહીં ધારેલો એવો આ મોટો ભાર આવી પડ્યો. પહેલા જ દિવસથી આ ભારનું ભાન થવા લાગ્યું; અને તેમાં પણ વિદ્યાર્થીઓની અંદર–અંદરની તકરારો અને નાની મોટી ચોરીઓએ ડોકિયાં કરવા માંડી ત્યારે ઘડીભર હું હિંમત હારી ગયો અને પહેલે અથવા તો બીજે દિવસે રાત્રિએ એકલો એકલો રોઈ પડ્યો; પરંતુ વાચકને વધારે આશ્ચર્ય તો મેં એ દિવસોમાં જે ભૂલો કરી તેનાથી થશે.

દક્ષિણામૂર્તિના કાર્યક્રમમાં ઊઠવાનું વહેલું, સવારે પાંચ વાગ્યે રાખ્યું હતું. હું અને સ્વર્ગસ્થ મોટાભાઈ ધર્મશાળાના મોટા ઓરડામાં વિદ્યાર્થીઓની સાથે જ સૂતા હતા. મને પોતાને છેક નાનપણથી વહેલા ઉઠવાની ટેવ હતી. પાછળથી એ ટેવ મને ઘણી લાભકારક લાગી એટલે મેં સંસ્થાના કાર્યક્રમમાં વિદ્યાર્થીઓને પાંચ વાગ્યે ઊઠવાનું કરાવ્યું. શરૂઆતનાં વર્ષોમાં દક્ષિણામૂર્તિના સંચાલનમાં બીલખાના આનંદાશ્રમની ઘણી મોટી છાયા હતી એ જાહેર વાત છે.

વિદ્યાર્થીઓ સવારે પાંચ વાગ્યે ઊઠે ત્યાર પછી હાથ મોઢું ધોઈ, કોગળા કરી દક્ષિણમૂર્તિ સ્તોત્રનો પાઠ કરતાં કરતાં પ્રાર્થના કરે એવો નિયમ અમે ઘડયો; અને પ્રાર્થનાને અંતે અમે આનંદાશ્રમમાં સવારે જેમ મહારાજશ્રીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરતા તેમ વિદ્યાર્થીઓ સ્વ. મોટાભાઈ તેમ જ મને સાષ્ટાંગ દંડવત કરે એવો શિરસ્તો મેં ચાલુ કર્યો. એ દિવસોમાં મારા મનમાં એક માન્યતા હતી કે દક્ષિણામૂર્તિ સ્તોત્રનો પાઠ કરતી વખતે મારા મનમાં જે ભક્તિ ભાવ ઊછળે છે તે ભક્તિ ભાવ સ્તોત્રનો પાઠ કરવાથી વિદ્યાર્થીઓમાં પણ ઊછળશે અને તેમને સારા સંસ્કારો મળશે; પણ ખરેખરી રીતે બનતું એવું કે વિદ્યાર્થીઓને સવારના પહોરમાં જેટલી ઊંઘની પડી હતી તેટલી નહોતી પડી દક્ષિણમૂર્તિ દેવની, નહોતી પડી સ્વ. મોટાભાઈની તેમ જ નહોતી પડી મારી. આ વાત તે દિવસે હું સમજતો ન હતો; અને વિદ્યાર્થીઓ પોતાની વાતને સમજણપૂર્વક અમારી પાસે રજૂ કરે એવી સ્વતંત્ર હવામાં તેઓ ઊછર્યા નહોતા. મહારાજશ્રીના ભક્તજનોનાં ઘરોમા આ બધી વસ્તુઓ રોજના કર્મકાંડ તરીકે ચાલતી હતી એટલે વહેલા ઊઠવાની ના પાડવી અથવા દક્ષિણામૂર્તિ સ્તોત્રનો પાઠ ન કરવો એ નાસ્તિકતાનાં મોટા ચિહ્ન તરીકે ગણાતું; અને મહારાજશ્રીના શિષ્યોના દીકરાઓ આવા નાસ્તિક શી રીતે થઇ શકે? એટલે તે દિવસની હવામાં સ્વ. મોટાભાઈને તેમજ મને આ વાત ખૂંચી નહીં. પરંતુ આ નિયમની નિરર્થકતા મને જતે દિવસે સમજાયા વિના ન રહી. સવારે પાંચ વાગ્યે મેં વિદ્યાર્થીઓને ઉઠાડ્યા હોય પણ તેઓ પોતાનાં ઓઢવાના ગોદડા વગેરે લઈને છાનામાના ગાદલાં મૂકવાની ઓરડીમાં ભરાઇને સૂઈ જતાં, કોઈ કોઇ પ્રાર્થના વખતે ઝોકાં ખાતા અને કેટલીક-વાર 'શરીરે ઠીક

નથી' એમ જણાવી વધારે વખત ઊંઘવાનો અધિકાર મેળવતા.

સવારે પાંચ વાગ્યે ઊઠવું એ, આપણા દેશમાં શરીરનું ખડતલપણું ઊભું કરવા માટે અતિશય જરૂરનું છે એવી માન્યતા હજી આજે, પણ હું ધરાવું છું; પણ જે જોસથી, જે જુસ્સાથી તે દિવસે હું વિદ્યાર્થીઓને હાથ પકડીને અને ઓઢવાના ગોદડાં ખેંચી, લઈને ઉઠાડતો, ઊઠયા છતાં જેને આંખમાં ઊંઘ રહી ગઈ હોય તેની ઊંઘ દૂર કરવા માટે આંખો પર પાણી છાંટતો, એ ઝનૂન મેં વર્ષો થયાં ગુમાવ્યું છે. આપણાં છાત્રાલયોમાં આજે વહેલા ઉઠવાનો નિયમ અને સહેજે ન ઊઠે તેને પરાણે ઉઠાડવાનો નિયમ કેટલે અંશે ચાલુ છે તે હું જાણતો નથી, પણ વિદ્યાર્થીઓને સવારે વહેલા ઊઠવાનું મન અનાયાસે થાય એવા ઉપાયો લેવાને બદલે વહેલા ઊઠવું એ ત્રાસરૂપ થાય એ કોઈ પણ છાત્રાલય માટે ઈષ્ટ નથી. આ વાત શરૂઆતના દિવસોમાં લાંબા વખત સુધી મને સમજાઈ ન હતી.

એક દિવસ પ્રેમશંકર રાવળ મારા મહેમાન થયા. તેઓ ચૂડા પાસે આવેલા ભડકવાના બ્રાહ્મણ. એમના બંને પુત્રો ભાઈ પરશુરામ અને ભાઈ રતીલાલ દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓ. પરશુરામને વિદ્યાર્થીઓ પી પી કહીને બોલાવતા હતા. પ્રેમશંકર અને હું વાળુ કરીને બેઠા હતા ત્યારે પ્રેમશંકર બોલ્યા, "પ્રસાદજી ! હું તમારા સાથે લડવા આવ્યો છું."

હું બોલ્યો : "ખુશીથી અને ખૂબ લડો."

અને પછી બોલ્યો. અમસ્તા પણ પ્રેમશંકર સ્વભાવે ઉગ્ર

અને કોઇ બોલા, એટલે મારા પર સીધા ઊતરી જ પડ્યા. વાત આ પ્રમાણે હતીઃ—

દક્ષિણામૂર્તિ શરૂ કરી ત્યારે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ માટે સંધ્યાવંદન, અને સૌને માટે પ્રાર્થના ફરજિયાત હતાં. એક વિદ્યાર્થી રીતસર પ્રાર્થના–સંધ્યાની હાજરી પૂરે અને પ્રાર્થનામા દરેકે હાજર રહેવું પડતું. આ બાબતમાં બેદરકાર રહે તેને માટે દંડ ઠરાવેલો ; કા તો એક ટંકનું શાક દંડ, અથવા તો દૂધ દંડ. આ પ્રથા શરૂ કરી ત્યારે ન મને તેની નિરર્થકતા, કે ભયંકરતા ખ્યાલમા આવી, ન મોટાભાઈને કે ન ઓધવજીભાઇને. પણ પરશુરામનું દૂધ ફાઇન થયું છે એ વાત પ્રેમશંકરે જાણી ત્યારે તેમના કોપનો પાર ન રહ્યો અને તે કોપ તેમણે મારા પર ઠાલવ્યો :

" પ્રસાદજી ! માફ કરજો. તમે સંધ્યાને માટે અને પ્રાર્થનાને માટે આ ફાઇન કરવા લાગો છો તે તમે શું સમજો છો ? આ પ્રમાણે ઘીદૂધના કે શાકના ફાઇન કરીને તમે વિદ્યાર્થીઓને ધાર્મિક બનાવવા માગો છો ?

" ભલાભાઇ ! તમે લોકો આશ્રમમાં સંધ્યાપૂજા કરીને મહારાજશ્રીની પડખે બેસો છો, પણ દુનિયાને જઈને પૂછો કે તમારા વકીલ મિત્રોની શી આબરૂ છે ? લોકો તમને ધોળા ઠગ કહે છે, ધોળા ઠગ !

"પ્રસાદજી ! સાંભળો, આજે જ મોટાભાઇ મને કહેતા હતા કે આ રીતે સંધ્યા–પ્રાર્થના કરાવી હોય તો ધર્મના સંસ્કારો પડે ! મોટાભાઇ તો મહાત્મા છે, મહાત્મા ! એમને કયાં ખબર છે કે ભાવનગરના દરબારગઢમા ખવાસણો કેવી શાસ્ત્રીય ઢબે મરશિયા ગવરાવે છે ને કુટાવે છે ? શું આ ખવાસણોનાં હૃદય

કરવાથી ઉભરાઈ ગયાં સમજવાં ? અરે મારા મહેરબાન ! આ તો નર્યો ઢોંગ છે નર્યો ઢોંગ. તમારી સંધ્યા અને તમારી પ્રાર્થના નિર્જીવ થઈ ગયા, એટલે તમારે એને સજાનો અને દંડનો આધાર રાખીને જીવતાં રાખવા છે કેમ ? એમ મસાણે ગયા મડદાં પાછાં નહીં આવે. એ સંધ્યામાં કે એ પ્રાર્થનામાં કશું યે બળ્યું નથી. વિદ્યાર્થીઓમાં કંઈક આવવું હશે તો મોટાભાઈની સાધુતાથી આવશે, કાં તો પ્રસાદજીના ત્યાગમાંથી આવશે. જો મારે મારા પુત્રોને સંધ્યાપ્રાર્થના માટે મૂકવા હોય તો હું એમને સીધા બીલખા ન મોકલી આપત ? મારે તો પ્રસાદજી જેવો માણસ સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓ માટે પલોંઠી વાળીને બેસી ગયો છે તેની પાસેથી મારા પુત્રો પ્રેરણા મેળવે એ જોઈએ છે. ભલે પછી મારા પુત્રો ધર્મનો કક્કો સુદ્ધાં ન જાણે !

"લ્યો બહુ સંભળાવ્યું હો પ્રસાદજી ! માઠું ન લગાડશો. જય નાથ !"

હું બધું સાંભળી રહ્યો. દંડનો બચાવ કરવાનું જ હું ભૂલી ગયો, અને ઊંડા વિચારમાં પડી ગયો.

પ્રેમશંકર તો મારી ક્ષમા માંગીને ગયા પણ મને ઊંઘ જ ન આવી.

પ્રેમશંકરની વાતમાં મને ઘણું તથ્ય લાગ્યું. સંધ્યા કરવાથી વિદ્યાર્થીઓના કુમળાં મન પરમતત્ત્વ તરફ વળશે એવી મારી માન્યતાને પ્રેમશંકરે હલાવી દીધી. ઘણી ચીવટપૂર્વક સંધ્યાવંદન કરનારા અમે ઘણાખરા મહાત્માશ્રીના શિષ્યો ઈશ્વરને સુદ્ધાં ખીસામાં રાખીને કેવાં ફરીએ છીએ તે પ્રેમશંકરે પોતાની કડવી વાણીથી મારી પાસે ખડું કર્યું. હું ખરેખર વિચારમાં પડી ગયો.

જે વિદ્યાર્થીઓ મહારાજશ્રીના શિષ્યોના ઘરમાંથી આવેલા તેમના જીવનમાં મેં ઘણા સારા સંસ્કારોની આશા રાખેલી પણ મારી આશા થોડા જ વખતમા એ ભાઈઓએ જૂઠી પાડી. કેટલાક વિદ્યાર્થીઓની બાહ્ય નમ્રતા મને વધારે શંકા ઊભી કરવા લાગી. અને આવા મિથ્યા શિષ્ટાચાર ન હોય તો શું ખોટું એવું પણ મને કોઈ વખત થતું. આથી જ પ્રેમ; શંકરના શબ્દો તીખા તમતમતા અને વીંધી નાખે તેવા હોવા છતાં મારા માટે એ શીતળ અમી જેવા નીકળ્યા. સંધ્યા અને પ્રાર્થના સાથે મેં જે સજાને જોડી હતી તે સજાને મેં ત્યાથી હઠાવી તે દિવસથી પ્રાર્થના અને સજા છૂટાં પડ્યાં તે પડ્યાં જ.

પણ સજા એમ મરે એવી કયા હતી? જરાસંઘના દેહના બે ફાડિયાં જુદાં પાડો તો પણ કયાક દોડીને સંધાઇ જાય, તેમ એ જુદી પડતી પડતી પણ જીવતી રહી પણ જ્યારે ઈ. સ. ૧૯૧૮માં અમે નવી શાળાની સ્થાપના કરી ત્યારે અમે સજાને કાયમને માટે હાકી કાઢી. અને સંસ્થાના કોઇ પણ જાણ્યા-અજાણ્યા ખૂણામાં તે દાખલ ન થઈ જાય, તેની તકેદારી રાખી. સજાને આ પ્રમાણે મોડી મોડી પણ રુખસદ મળી, તેના મૂળમા ભાઇ પ્રેમશંકર રાવળનો આ પુણ્યપ્રકોપ પડ્યો છે. પાછળથી જ્યારે ભાઇ પ્રેમશંકરને મારી આ વાતની જાણ થઇ ત્યારે તેઓ રાજી થઈ ગયા, અને બોલ્યા: "શાબાશ પ્રસાદજી! તમે આટલી શાંતિથી સાભળશો અને મારી વાત સ્વીકારશો એમ મેં માન્યું ન હતું. તમે સાચે જ ગુરુ છો એમ આજે સમજાયું."

"પ્રેમશંકર! મારા તમે ગુરુ" મેં કહ્યુ

એમણે સાચે જ શુરુ થઈ બતાવ્યું. મુબઈની ટ્રેનિંગ કૉલેજે મને સજાનું શાસ્ત્ર ભણાવ્યું હતું, અને શરીરના કયા ભાગ પર સોટી મારી હોય તો ઓછી વાગે, અને કોર્ટમાં પકડાય નહીં, છતાં વિદ્યાર્થીઓનો માનભંગ થાય, એટલે એ શરમાઈ ને સુધરી જાય, આવું આવું મને ઘણું શીખવેલું. તે દિવસે ભડકવાના આ બ્રાહ્મણે સજા ન કરવાનું શાસ્ત્ર મને પોતાની રીતે જ શીખવ્યું.

મારી આ ગંભીર અણસમજને માટે આજે મને હાંસી આવે છે ખરું; પણ આવી તો કેટલીયે ભૂલો મેં એ દિવસોમાં કરી છે અને એ વખતના વિદ્યાર્થીઓને જાણ્યેઅજાણ્યે અન્યાય કર્યો છે; પરંતુ મારી ગંભીર ભૂલની પાછળ પણ મારી સદ્‌વૃત્તિ હતી એની મને શંકા નથી.

એ દિવસે મારા આખા જીવન ઉપર મહારાજશ્રીના આશ્રમજીવનની એવડી મોટી છાપ હતી કે હું પ્રાર્થના વિનાનું, સંધ્યા વંદન વિનાનું તેમ જ ઈશ્વરદેવ વિનાનું ધાર્મિક જીવન કલ્પી શકતો નહીં. બાહ્ય ક્રિયાઓની સાથે અંદરનું મન જોડાયેલું ન હોય તો તમામ ક્રિયા નકામી છે. એવું સમજતાં છતાં છાત્રાલયમાં વિદ્યાર્થીઓમા આવી બધી ક્રિયાઓ કરતાં કરતાં એની પાછળ રહેલો ભાવ જાગૃત થશે એવી શ્રદ્ધાથી હું દોરવાતો હતો.

આ ઉપરાંત વિદ્યાર્થીઓ પાસે શાળામાં જવા સિવાયનો જે વખત રહેતો તેમાં હું તેમને ઘરના પાઠો તૈયાર કરવામાં મદદ કરતો અને રાતે તેમની તકરારો પતાવતો. જે વખત બચે તેમાં તેમને વાર્તાઓ કહેતો. હું પોતે કૉલેજમાં ઇતિ-

હાસ અને અર્થશાસ્ત્રનો પ્રોફેસર હતો એટલે રોમના ઈતિહાસની, ગ્રીસના ઈતિહાસની, આપણા દેશના ઇતિહાસની, આપણાં મહાભારત-રામાયણ અને પુરાણોની, દેશપરદેશનાં દેવદેવીઓની, શેક્સપીઅર, કાલિદાસ આદિ કવિઓની વાતો કહેતો.

સંસ્થાની શરૂઆતના જ દિવસોથી છાત્રાલયનાં અમુક અમુક કાર્યો વિદ્યાર્થીઓએ જાતે જ કરવાં જોઈએ એવો મારો આગ્રહ હતો. જતે દિવસે દક્ષિણામૂર્તિમાં વિદ્યાર્થી મંડળના સ્વરાજ્યની જે આખી કલ્પના ઊભી થઈ તેના પાયામાં સ્ટેશન પાસેની ધર્મશાળામાં નાખેલાં આ બીજો હતા. સંસ્થાના કામની વિદ્યાર્થીઓની અંદર વહેંચણી કરી દીધી અને એ પ્રમાણે સૌ કરે તે જોવાનું મારે ભાગે રહ્યું.

વિદ્યાર્થીઓએ મારે માટે ઉકેલવા માટે કોયડાઓ રજૂ કર્યા તેનાં કરતાં સંસ્થાના નોકર ચાકરોએ વધારે મોટા કોયડાઓ રજૂ કર્યા. રસોઈયો ઘી ખાઈ જાય અથવા ધોતિયાની અંદર કોથળી રાખીને રાતે લોટ ચોરી જાય તો શું કરવું ? કોઠારી માલની ખરીદી કરતા અનીતિ કરે તો શું કરવું ? ઠામવાસણ સાફ કરનારી બાઈ એ બે ચાર રોટલીના લોભથી રસોઈયા સાથે આડા સંબંધ કેળવે તો શું કરવું ? આ બધા પ્રશ્નો મારી સામે ખડા થયા

આમ ભોજન, અને તેમાં પણ આવી સંસ્થાઓમા તૈયાર થતું વિદ્યાર્થીઓ માટેનું ભોજન, મોટા માણસોને નજીવી વસ્તુ દેખાય છે. ભોજન જેવી નજીવી વાતમાં ઝાઝી 'પડચ' શા માટે કરવી ? જેવું મળે તેવું ભોજન અમૃત

કેળવણીની દૃષ્ટિથી ત્યાજ્ય છે એ મને સમજાયું ઠેઠ ઈ. સ. ૧૯૨૦માં.' આ બધાય માત્ર કેળવણીની દૃષ્ટિથી જ ત્યાજ્ય છે, એમ નહીં પણ જીવનની સર્વતોમુખી દૃષ્ટિથી ત્યાજ્ય છે, એ સમજાયું એથી યે થોડું મોડું. પણ ઈ. સ. ૧૯૧૦-૧૧ ની સાલમાં તો હું દક્ષિણામૂર્તિમાં સજાનો ઉપયોગ કરતો અને તે પણ સજાના ભારે કઢંગા સ્વરૂપમાં. શરૂઆતના આઠ-પંદર દિવસો તો હું વિદ્યાર્થીઓને તેમના અપરાધ બદલ દૂધ અને શાકનો દંડ કરવા માંડ્યો અને આજે હસી હસીને ઢગલો થાઉં એવો દંડ તે તો દક્ષિણામૂર્તિ દેવને પચીશપચાસ નમસ્કાર કરવાનો ! પણ મારા સદ્‌ભાગ્યે મારું અંતર આ સજાઓ હું કરતો ત્યારે પણ કેમ જાણે મન ના પાડતું.

મનમાં શિક્ષણનાં કેળવણીના જીવનના જે સ્પષ્ટ અસ્પષ્ટ વિચારો ઘોળાયા કરતાં હતાં તેને કોઈ પણ રીતે મૂર્તિમંત કરવાની અમારી, અને ખાસ તો મારી ઇચ્છા હતી અને એ ન થાય તો કેમ જાણે જીવને જંપ વળે તેમ ન હતું. આવો એક પ્રકારનો અંદરનો અજંપો દક્ષિણામૂર્તિનું પ્રેરક બળ હતું; એટલે એ અજંપો શમાવવા માટે જે જે પગલાં મારે લેવા પડે તે લેવામાં મને આનંદ થતો. નહીં તો ક્યાં હું, ક્યાં શામળદાસ કૉલેજનો ભાષણો માત્ર આપવાનું જાણનારો પ્રોફેસર અને ક્યાં ફંડનું વ્યવહાર કુશળતાનું કામ ?

નથી એટલું જ નહીં પણ એ વિચારને મેં આવકાર્યો પણ નથી. હું જાતે બ્રાહ્મણ છું એટલે મોટું સ્થાયી ફંડ મારા ભિક્ષુક મનમા ઊગતું, જ ન હોય

બ્રાહ્મણ સંસ્થાઓ જેવી કેટલીક સંસ્થાઓ એવી પણ, ચાલવી જ જોઈએ જે રાજ્યથી પણ સ્વતંત્ર હોય, ફંડના મોટા ભારથી પણ મુક્ત હોય અને જે લોકસમૂહની રોજ-બરોજની હાર્દિક મદદ પર નિર્ભર રહી શકે. હું પોતે આવી જ બ્રાહ્મણ હવામાં ઊછર્યો હતો એટલે મને દક્ષિણામૂર્તિ માટે પણ આવી ગરીબી જ વધારે સારી લાગી. મેં પોતે ગરીબીમાં જ તેજસ્વિતા જોઈ હતી અને દક્ષિણામૂર્તિને આવી તેજસ્વિતા સાંપડે એવા મારે કોડ હતા. અમે જે દિવસે સ્વેચ્છાથી સ્વીકારેલી ગરીબી ફગાવી દીધી છે તે જ દિવસે અમારી તેજસ્વિતા ઓસરી ગઈ છે. આજે પણ જે આવી સંસ્થાઓ આવી બ્રાહ્મણવૃત્તિથી ચાલવા ઇચ્છતી હોય અને ત્યાગમાં, અકિંચનતામાં છતાં તેજસ્વિતામાં બીજી સંસ્થાઓને મોખરે રહેવા માગતી હોય, તેમણે પોતાનું તેજ જાળવવા માટે મોટાં સ્થાયી ફંડોથી દૂર રહેવું જોઈએ એવો મારો અભિપ્રાય છે.

દક્ષિણામૂર્તિમાં લગભગ પચ્ચીશ વર્ષો સુધી મેં ફંડ મેળવવાનું કામ કર્યું છે અને સસ્થાને માટે આઠ દસ લાખ રૂપિયા એકઠા કર્યા છે; છતાં કોઈ દિવસ હું કુશળ ફંડ કર-નારો હતો એમ મને લાગ્યું નથી. મેં મોટી જાહેર સભાઓ ભરીને સભામાં જ રકમો મેળવી નથી; મેં તો બ્રાહ્મણ જેમ ઘેરઘેર લોટ માગે અને એક દિવસ પૂરતો લોટ થાય એટલે પાછો વળે એમ ઘેરઘેર ચપટી લોટ માગ્યો છે અને વર્ષની

ગળીને ખાઈ લેવું' – એવા એવા ઉપદેશો સમાજમાં આપણે ઘણી વાર સાંભળીએ છીએ, છતાં ભોજન એ આવા ઉપદેશકો ધારે છે તેવો જીવનનો અને ખાસ કરીને વિદ્યાર્થી જીવનનો નાનોસૂનો સવાલ નથી. સાધારણ રીતે પોતાના ઘરની અંદર પોતાના માબહેનના હાથની રસોઈ જમનારને આ ખ્યાલ હોતો નથી. પરંતુ ભોજન વખતનાં અસંતોષ અને અતૃપ્તિ મોટી ઉંમરના માણસોને પણ તેમના કામમાં વિહ્વળ બનાવે છે એવો ગૃહપતિ તરીકેનો અને ઉત્તરાવસ્થામાં જેલના કેદી તરીકેનો મારો અનુભવ છે.

ભોજન સ્વાદિષ્ટ હોય અને સાદું હોય એ બેમાં તફાવત છે. આપણે લોકો સ્વાદનો સાચો ખ્યાલ ભૂલી ગયા છીએ. મરી-મસાલાભર્યાં શાકો અને ફરસાણોએ આપણી સ્વાદેન્દ્રિયને વસ્તુમાં પોતામાં રહેલો સ્વાદ લેવા કેમ અસમર્થ બનાવી દીધાં છે! સાદું પૌષ્ટિક, ચોખ્ખું અને બરાબર પાકેલું અન્ન એ આપણી જરૂરિયાત છે, અને તેને આપણી સંસ્થાઓમાં યોગ્ય સ્થાન મળવું જ જોઈએ.

યુવાન વિદ્યાર્થીઓને રોજ કાચી પાકી રોટલીઓથી ચલાવી લેવા કહેવું, ઊગતાં શરીરોને વાસી થયેલાં પણ મરી-મસાલાથી વાસી પણું સંતાડી રાખતા શાક અને ફરસાણો આપીને રાજી રાખવાં, ચોખામાં કાંકરી કે ધનેરાં હોય તો પણ ચલાવી લેવાનું કહેવું, લોટ સળી ગયેલા અનાજનો

રીતે તો કેવળ મૂર્ખાઈ ગણવી જોઈએ એમ હું માનું છું; દાળ-ભાત ખીચડી-કઢી, રોટલા-રોટલી સાવ સાદાં હોય પણ સુપક્વ હોય, બરાબર સીઝેલાં હોય, પદાર્થો પોતે પણ સાદા હોય, સ્વચ્છ રીતે તૈયાર થયા હોય — આ બધી ચીજો ઉપર મારે આગ્રહ રાખવો પડતો, અને એટલે અંશે કાઠિયાવાડના માત્ર લાડુ બનાવી જાણનાર રસોઇયાને મારે તાલીમ આપવી પડી. ઉપરાંત સ્વચ્છતાની તાલીમ પણ મારે માથે આવી. રાંધવાના પાણીની સ્વચ્છતા, લોટ વગેરે પદાર્થોની સ્વચ્છતા, રસોઇયાના કપડાંની સ્વચ્છતા, રસોઇયાનાં ઠામ-વાસણની સ્વચ્છતા અને ખુદ રસોઇયાની શરીરની અને હાથ-પગની સ્વચ્છતા – આ બધું મારે સાધવાનું આવ્યું. સૌ કોઈ સમજી શકે તેમ આની પાછળ મારે ઠીક ઠીક વખત પણ ગાળવો પડ્યો અને ઠીક ઠીક આકરા પણ થવું પડ્યું. રાંધતી વખતે રસોઇયાઓ તમાકુ ન ખાય, પીરસતી વખતે ચોખ્ખા હાથથી જ પીરસે, નાકની લીંટ જ્યાં ત્યાં ન કાઢે, થૂંકવું હોય તો ચૂલામાં જ ન થૂકતાં ખાળે જઈને થૂંકે, રસોઇના પદાર્થો ઉઘાડી હાલતમાં ન રાખે, ચૂલાની અંદરની રાખ વગેરે દરરોજ સાફ થાય, બગડી ગયેલા પદાર્થો ખાવાના ઉપયોગમાં ન લેવાય વગેરે ઝીણવટોમા મારે ઊતરવું પડ્યું અને ત્યારે જ મેં સ્વીકારેલુ સ્થાન મારા માટે કેટલું બધું આકરુ છે એનું મને દિવસે દિવસે વધારે ભાન થવા લાગ્યું.

પણ મારા આજના મિત્રો તથા વિદ્યાર્થીઓ માની પણ ન શકે એવી કેટલીએક ભૂલો મારા હાથે શરૂઆતના દિવસો-માં થઈ. ઈ. સ. ૧૯૧૦-૧૨ના એ દિવસોમાં શાળાઓમાં તેમજ છાત્રાલયોમાં વિદ્યાર્થીને સજા કરવાનો રિવાજ પ્રચલિત હતો. ઠપકો, હરીફાઈ, સજા, લાલચ, ભય એ બધાંયે

કેળવણીની દૃષ્ટિથી ત્યાજ્ય છે એ મને સમજાયું ઠેઠ ઈ. સ. ૧૯૨૦માં.[1] આ બધાય માત્ર કેળવણીની દૃષ્ટિથી જ ત્યાજ્ય છે એમ નહીં પણ જીવનની સર્વતોમુખી દૃષ્ટિથી ત્યાજ્ય છે, એ સમજાયું એથી યે થોડું મોડું. પણ ઈ. સ. ૧૯૧૦–૧૧ ની સાલમાં તો હું દક્ષિણામૂર્તિમાં સજાનો ઉપયોગ કરતો અને તે પણ સજાના ભારે 'કઢંગા સ્વરૂપમાં. શરૂઆતના આઠ-પંદર દિવસો તો હું વિદ્યાર્થીઓને તેમના અપરાધ બદલ દૂધ અને શાકનો દંડ કરવા માંડ્યો અને આજે હસી હસીને ઢગલો થાઉં એવો દંડ તે તો દક્ષિણામૂર્તિ દેવને પચીશપચાસ નમસ્કાર કરવાનો ! પણ મારા સદ્‌ભાગ્યે મારુ અંતર આ સજાઓ હું કરતો ત્યારે પણ કેમ જાણે મન ના પાડતું.

મનમાં શિક્ષણનાં કેળવણીના જીવનના જે સ્પષ્ટ અસ્પષ્ટ વિચારો ઘોળાયા કરતાં હતાં તેને કોઈ પણ રીતે મૂર્તિમંત કરવાની અમારી, અને ખાસ તો મારી ઇચ્છા હતી અને એ ન થાય તો કેમ જાણે જીવને જંપ વળે તેમ ન હતું. આવો એક પ્રકારનો અંદરનો અજંપો દક્ષિણામૂર્તિનું પ્રેરક બળ હતું; એટલે એ અજંપો શમાવવા માટે જે જે પગલાં મારે લેવા પડે તે લેવામાં મને આનંદ થતો. નહીં તો કયાં હું, કયાં શામળદાસ કૉલેજનો ભાપણો માત્ર આપવાનું જાણનારો પ્રોફેસર અને કયાં ફંડનું વ્યવહાર કુશળતાનું કામ ?

એક વાત આ સ્થાને જ નોંધવી ઠીક લાગે છે. ઈ. સ. ૧૯૧૪ થી માંડીને છેવટની ઘડી સુધી દક્ષિણામૂર્તિના ફંડનું કામ મેં કર્યું છે. સંસ્થા માટે મોટું સ્થાયી ફંડ ઊભું કરીને તેના વ્યાજમાંથી સંસ્થાને ચલાવવાનો વિચાર મેં કદી કર્યો

નથી એટલું જ નહીં પણ એ વિચારને મેં આવકાર્યો પણ નથી. હું જાતે બ્રાહ્મણ છું એટલે મોટું સ્થાયી ફંડ મારા ભિક્ષુક મનમા ઊગતું જ ન હોય.

બ્રાહ્મણ સંસ્થાઓ જેવી કેટલીક સંસ્થાઓ એવી પણ ચાલવી જ જોઈએ જે રાજ્યથી પણ સ્વતંત્ર હોય, ફંડના મોટા ભારથી પણ મુક્ત હોય અને જે લોકસમૂહની રોજ-બરોજની હાર્દિક મદદ પર નિર્ભર રહી શકે. હું પોતે આવી જ બ્રાહ્મણ હવામાં ઊછર્યો હતો એટલે મને દક્ષિણામૂર્તિ માટે પણ આવી ગરીબી જ વધારે સારી લાગી. મેં પોતે ગરીબીમાં જ તેજસ્વિતા જોઈ હતી અને દક્ષિણામૂર્તિને આવી તેજસ્વિતા સાપડે એવા મારે કોડ હતા. અમે જે દિવસે સ્વેચ્છાથી સ્વીકારેલી ગરીબી ફગાવી દીધી છે તે જ દિવસે અમારી તેજસ્વિતા ઓસરી ગઈ છે. આજે પણ જે આવી સંસ્થાઓ આવી બ્રાહ્મણવૃત્તિથી ચાલવા ઇચ્છતી હોય અને ત્યાગમાં, અકિંચનતામાં છતાં તેજસ્વિતામાં બીજી સંસ્થાઓને મોખરે રહેવા માગતી હોય, તેમણે પોતાનું તેજ જાળવવા માટે મોટાં સ્થાયી ફંડોથી દૂર રહેવું જોઈએ એવો મારો અભિપ્રાય છે.

દક્ષિણામૂર્તિમાં લગભગ પચ્ચીશ વર્ષો સુધી મેં ફંડ મેળવવાનું કામ કર્યું છે અને સસ્થાને માટે આઠ દસ લાખ રૂપિયા એકઠા કર્યા છે; છતાં કોઈ દિવસ હું કુશળ ફંડ કર-નારો હતો એમ મને લાગ્યું નથી. મેં મોટી જાહેર સભાઓ ભરીને સભામાં જ રકમો મેળવી નથી; મેં તો બ્રાહ્મણ જેમ ઘેરઘેર લોટ માગે અને એક દિવસ પૂરતો લોટ થાય એટલે પાછો વળે એમ ઘેરઘેર ચપટી લોટ માગ્યો છે અને વર્ષની

જરૂર પૂરી થયે પાછો ફર્યો છુ.

અત્યંત નમ્રતાપૂર્વક પણ મક્કમતાપૂર્વક હું જણાવી શકું કે કોઈ દાતા પાસે મેં ફંડ માટે 'બાપાજીઆ' કાલાવાલા કર્યા નથી, સ્વમાન છોડીને કોઈ પણ રકમ માગી નથી, તેમ આવી તો પણ લીધી નથી, તેમ જ ઘણી મહેનત કરાવ્યા પછી અને ઘણાં આંટા ખવરાવ્યા પછી એક પાઇ પણ ન આપનાર સજ્જનને મનમાં પણ ભાંડ્યો નથી.

મને યાદ છે તે પ્રમાણે હું એક વાર કલકત્તામાં ફંડ કરવા નીકળ્યો હતો. શેઠ જીવણલાલ મોતીચંદ મારી સાથે હતા. એક ભાઈ ને ત્યાં ગયા, અને દક્ષિણામૂર્તિની હકીકત તેમની પાસે રજૂ કરી, મારી વાત સાંભળ્યા પછી થોડી વારે તેમણે મને રૂા. ૧૦૧) આપ્યા, અને ચાલતી વખતે મને, જણાવ્યું : "આ જીવણલાલ શેઠના મોઢાને આપું છું." અમારે ઉતાવળ હતી એટલે તે વખતે તો અમે ચાલી નીકળ્યા, પણ ઉતારે આવીને મેં શેઠ જીવણલાલભાઈ ની સંમતિ લઈ ને રૂા. ૧૦૧) આભાર સાથે પાછા મોકલ્યા અને સાથે જણાવ્યું કે "જ્યારે દક્ષિણામૂર્તિ માટે-જીવણલાલ શેઠના મોઢાને નહીં-દાન કરવાનો આપને વિચાર થાય તે દિવસે આ રકમ આપ મને મોકલશો તો હું તે દિવસે માથે ચડાવીશ."

એક વખત કલકત્તામાં એક શેઠને ઘેરે હું ફંડ માટે જઇ ચડ્યો. શેઠ તિજોરી પાસે બેઠા હતા. મારી પાસેથી તેમણે દક્ષિણામૂર્તિની બધી હકીકત શાંતિથી સાંભળી. હકીકત સાંભળી રહ્યા પછી તેમણે પોતાના મેજમાંથી બે રૂપિયા કાઢયા, અને મને આપવા જતા હતા ત્યાં વળી કાંઈ વિચાર આવતાં,

રૂપિયા પાછા મૂકયા અને બીજે દિવસે આવવાનું કહ્યું. હું બીજે દિવસે ગયો ત્યારે પણ એ જ રીતે મારી વાત ફરીથી સાંભળી રૂા. ૨) બહાર કાઢયા, અને આપવા જતાં જતાં પાછા મૂકી દીધા અને ત્રીજે દિવસે આવવા કહ્યું. ત્રીજે દિવસે આપેલ વખતે બરાબર પહોંચી ગયો શેઠ તિજોરી પાસે જ બેઠા હતા શેઠે અગાઉની માફક રૂા. ૨) બહાર કાઢયા, વળી પાછા મૂકયા, વળી બહાર કાઢયા ને પાછા મૂકયા. તેથી તેમની દીકરીથી ન રહેવાયું. તે બોલી "બાપા! પાછા શા માંટે મૂકો છો? આપવા હોય તો આપી દો ને?"

દીકરીનું વચન સાંભળીને શેઠે મેજમાંથી અડધો રૂપિયો કાઢીને મને દક્ષિણામૂર્તિના ફાળામા આપ્યો. મેં ફાળાની યાદીમાં પોતાનું નામ લખવા માટે કાગળ તેમની પાસે ધર્યો.

તે વખતે શેઠ પગે લાગીને બોલ્યા: "આ તો મારું ગુપ્ત દાન છે" મારે કાઈ ઢંઢેરો પિટાવવો નથી. હું દક્ષિણામૂર્તિની મદદનો રૂપિયો અડધો લઈને શેઠને નમસ્કાર કરીને ચાલતો થયો આ પ્રસંગે પણ ત્રણ દિવસને અંતે માત્ર આઠ આના જેટલી રકમ આપનાર શ્રીમંત ઉપર પણ મને રોષ ચઢ્યો હોય તેમ મને યાદ નથી.

ફંડ માટે અમે કલકત્તા પસંદ કર્યું. પૂરા એક માસને અંતે અમને કલકત્તામાંથી રૂા. ૧૫૦૦) મળ્યા. કલકત્તામાં ધારી હતી મોટી રકમ ને મળ્યા માત્ર દોઢ હજાર; એટલે અમે રંગૂન ઊપડ્યા.

રંગૂનમાં ફંડની મુશ્કેલી અમે ન અનુભવી. ત્યાં શેઠ શામજીભાઇ પોતે નક્કી કરી આવેલ શેઠ પાસે અમને લઇ

જાય અને નક્કી કરેલ રકમ અમને મળી જાય. રંગૂનમાં અમને રૂા. ૩૦૦૦] મળ્યા અને તે પણ ત્રણ ચાર દિવસમાં જ. પણ આ ત્રણ દિવસોમાં અમારો થાક શાનો ઊતરે ? એટલે થોડા વધારે રોકાયા અને રંગૂનને નિહાળી નિહાળીને જોયું, તળાવમાં તર્યા; ઘાસલેટના કૂવાઓ જોયા અને બર્મી જીવનનાં પણ ડોકિયું કર્યું.

બર્મા છોડયું તે પહેલાં અમને 'આપણા ડૉકટર પ્રાણજીવનદાસ મહેતાનો પરિચય થયો; એ પાછળથી મને અમારું સદ્ભાગ્ય લાગ્યું. ડૉ. મહેતાએ અમને ઘેર નોતર્યા, પોતાનું પુસ્તકાલય બતાવ્યું, પોતાની શાળાની પ્રવૃત્તિની વાતો કરી અને પોતે મહાત્મા ગાંધીજીના રંગે કેવા રંગાયા છે એનો અમને અનુભવ કરાવ્યો; પણ આ અનુભવને તે દિવસે હું જોઇએ તેટલો પિછાની શકયો નહીં. દક્ષિણામૂર્તિનાં પાછળનાં વર્ષોમા મને એમનો ઘણો વધારે પરિચય થયો અને એમની મીઠાશ પણ મેં વધારે વધારે ચાખી.

: ૬ :

હું ફંડ કરવા નીકળ્યો ત્યારે સંસ્થાને જે સ્વરૂપમાં મૂકી ગયો હતો તેથી જુદી જાતનું સ્વરૂપ હું પાછો આવ્યો ત્યારે મેં જોયું. આજ સુધી દક્ષિણામૂર્તિ સ્ટેશન પાસેની ધર્મશાળામાં ચાલતી હતી. અમે ફંડ માટે ગયા કે તરત જ શ્રુ. ઓધવજીભાઈએ સંસ્થા માટે તખ્તેશ્વર પ્લોટસમાં એક મકાન ભાડે રાખ્યું. હું પાછો ફર્યો ત્યારે આ નવા લીધેલા ભાડાનાં મકાનમાં જ સ્ટેશનથી ઘરે આવ્યો. સ્ટેશન પાસેની ધર્મશાળા વિદ્યાર્થીઓના શારીરિક તેમ જ માનસિક આરોગ્ય

માટે અત્યંત નુકસાનકારક હતી એ વિષે બે મત ન હોઈ શકે. વિદ્યાર્થીઓ સ્ટેશનના બંધિયાર વાતાવરણમાંથી તખ્તેશ્વર ટેકરીના ખુલ્લા વાતાવરણમાં આવ્યા. દરરોજ વહેલી સવારે ગધેડિયા ખેતર ( Gathering field )ના વિશાળ મેદાન ઉપરથી ઊગતો સૂર્ય જોવાની તેમને તક મળી. ખુલ્લી હવા, ઉજાસ અને એંશી હાથ ઊંડા કૂવાનું તંદુરસ્ત પાણી-આ બધા વિદ્યાર્થીઓને મળ્યાં એટલે સૌ રાજી રાજી થઈ જાય એ સ્વાભાવિક હતું. પરંતુ મકાન ભાડાનાં આ નવા ખર્ચે અમારી આર્થિક જવાબદારીમાં પણ ઉમેરો કર્યો એમ કહેવું જોઇએ.

તખ્તેશ્વર પ્લૉટ્સમાં રહેવા આવ્યા પછી અમે અમારી જ સામે પડેલા ખાડા ટેકરીઓની ઉપર ઘણે જ ઓછે ખર્ચે સંસ્થાનું એક છાપરું ઊભું કરી દેવાનો મનોરથ ઘડયો. શરૂઆતમાં હું એવી કલ્પના સેવતો હતો કે થોડીએક વળીઓ તથા વાસો મેળવી લઇને એક નાનું એવું સ્વતંત્ર છાપરૂં બંધાવવું અને તેમ કરીને વર્ષિક ભાડાનો બોજો સંસ્થા પરથી ઓછો કરવો.

આપણું પોતાનું મકાન થઇ જાય તો વિદ્યાર્થીઓના વિકાસમાં ઘણી સારી મદદ થઈ જાય એ વિચારથી રંગુનથી આવીને થોડા જ વખતમાં મુ. મોટાભાઈ અને હું વળીઓ લેવા માટે ગોધરા ઉપડ્યા અને ત્યાંથી દાનમાં બે વેગન જેટલી વળીઓ મેળવી લાવ્યા. દરમિયાન ભાવનગરના નામદાર મહારાજા પાસે સસ્તા દરથી જમીનની માંગણી પણ કરી.

બરાબર આ અરસામાં સંસ્થાને સૌથી પહેલું ભૂમિદાન

મળ્યું. સ્વ. મણિશંકર ગૌરીશંકર ભટ્ટે પોતાના સદ્‌ગત પુત્ર પ્રાણજીવનના સ્મરણાર્થે આ પ્લૉટનું સંસ્થાને દાન કર્યું. આ પ્લૉટ ઉપર સંસ્થાના મકાનનું ખાતમુહૂર્ત પણ થઈ ગયું.

મકાનોની શરૂઆત કરી તે પહેલાં અમારે કૂવો બાંધવાનો હતો. કૂવો કયા બાંધવો તે નક્કી કરવા માટે તળાજાથી એક પાણીકળાને બોલાવ્યો હતો. પાણીકળો લગભગ સાંજના મારી પાસે આવ્યો. મેં તેને દક્ષિણામૂર્તિની જમીન બતાવી, એટલે તેણે કહ્યું :

"મને એક ખાટલો આપો ! મારે આ જમીનના જુદા જુદા ભાગો પર સૂવું પડશે અને કયા પાણી નીકળે તેવું છે તે જોવું પડશે."

"ભલાભાઈ ! તમે ખાટલામાં સૂશો ત્યારે તો રાત પડી ગઈ હશે. રાતે તમને શી રીતે દેખાશે કે પાણી અહીં છે?" મેં પૂછ્યું.

"સાહેબ ! તમે ભણેલા લોકો અમારી વાત ન સમજો. અમે લોકો પાણી જમીનના કયા ભાગમાં વહેતું હોય છે તેને સાંભળી શકીએ છું. હું પણ તે રીતે જ પાણી કળું છું, અને મારું કળેલું પાણી ન નીકળે તેવું હજી બન્યું નથી." પાણીકળાએ વિસ્તારથી જવાબ આપ્યો.

મેં આ પાણીકળાને કાથી ભરેલો ખાટલો, ગોદડું આપ્યાં. તેણે રાત આખી જમીનના જુદા જુદા ભાગો પર ખાટલાને ફેરવ્યો અને સવારે મારી પાસે આવીને કહે :

"સાહેબ ! આ ટીંબા ઉપર પાણી નીકળશે."

"ઢારો તો બહુ ઊંચો છે. આ ખાડામાં ક્યાંય નહીં નીકળે ?" મેં પૂછયું.

"ખાડામાં પાણીની કસ નથી તેથી નહીં આવે."

હું ઘડીભર મૂંઝાયો. ઢારા પર નીકળશે કે કેમ તેની મને શંકા પડી. તે કહે : "સાહેબ! આ નિશાનવાળી જગ્યાએ કૂવો ખોદવો. ત્યાં પાણી ન નીકળે તો એ ખાડામાં મને ઊભો ને ઊભો દાટજો! તમે કૂવો ખોદાવો, અને પાણી નીકળે ત્યારે મને બોલાવજો."

પાણીકળો જતાં-આવતાનું ભાડું પણ લીધા વગર આવ્યો હતો તે જ રીતે પગે ચાલીને તળાજા પહોંચી ગયો. જ્યાં પાણીકળાએ ખીલી મારી હતી ત્યાં કૂવો ખોદવાનું શરૂ કર્યું અને થોડા જ દિવસોમા પાણી નીકળ્યું. મેં પાણી ચાખી જોયું તો મીઠું લાગ્યું. એટલે મેં પેલા પાણીકળાભાઈને બોલાવ્યા. તે આવ્યો, તેણે પાણીનો વીરડો તપાસ્યો અને પછી નાળિયેર સાકાર વગેરે મગાવીને ત્યા વધેર્યાં, અમને સૌને પ્રસાદી આપી, અને સવા રૂપિયો અમારી પાસેથી માગીને હરિજનોને વહેંચવા માટે અમને પાછો આપ્યો.

પાણીકળાને પાણી નીકળ્યું તેની ખુશાલીમાં કાંઇક આપવાની અમે ઘણી મહેનત કરી, પણ તેણે તો કંઇ પણ લેવાની મુદ્દલ ના પાડી. તે કહે : "ભાઈ! જે દહાડે પાણી કળવા માટે હું કાંઈ પણ સામા પાસેથી લઉં તે દહાડે આ મારી વિદ્યા વહી જાય, એમ મારા ગુરુએ મને કહ્યુ છે. લોકોને કૂવા જોઈ આપવા એ તો પરોપકારનું જ કામ છે. અને આ વિદ્યા તો મને માના ગુરુએ આપેલી વિદ્યા છે; મારા પોતાનામાં કાંઈ શક્તિ નથી." એટલું કહીને પહેલા વખતની

માફક આજે પણ તે કશું ચે લીધા વગર પગપાળા ચાલીને પાછા તળાજા પહોંચી ગયા.

આ પાણીકળાએ મને વિચાર કરતો કરી મૂક્યો. આ પાણીકળાની વિદ્યા સાચી કે મારી વિદ્યા સાચી ? આ પાણીકળો સાચો ત્યાગમૂર્તિ કે કૉલેજ છોડીને કીર્તિ ખાટનારો હું સાચો ત્યાગમૂર્તિ ? હજી આજે ય આટલાં વર્ષો પછી પણ આ પાણીકળા આગળ મારું મસ્તક નમે છે, અને આપણા દેશનાં ભલાભોળા સાદા ગ્રામવાસીઓ પાસે ગુરુગમની જે ચાવી હતી તે ચાવી આપણે ગુમાવી બેઠા છીએ, એ વાતની લોંઠપ પણ મને આવે છે.

તખ્તેશ્વર પ્લોટ્સમાં ગયા પછી શ્રી મોધવજીભાઈની તેમ જ શ્રી હરભાઈની મદદ લગભગ અશક્ય થઈ પડી અને સંસ્થાનું કામ તેમ જ ખાસ વર્ગનું કામ પણ થોડુ એક ખોરભે પડયું આ વખતે મને મસ્થામાં મારા ઉપરાંત એક બીજા સાથીદારની આવશ્યકતા લાગી. મારી આસપાસ મને તરતમા આવો કોઈ સાથી દેખાતો ન હતો. પણ ઈશ્વરેચ્છાથી ઈ. સ. ૧૯૧૬માં મારી નજરે એક સાથી ચડયા, તે સાથી તે આપણા સ્વ. ગિજુભાઈ.

એક સવારે ગિજુભાઈનો લખેલો એક કાગળ મારા હાથમાં આવી પડ્યો. આ કાગળમા તેમણે દક્ષિણામૂર્તિમાં જોડાવાની પોતાની ઈચ્છા વ્યક્ત કરી હતી. મારે તો આ કાગળ 'બગાસામાં સાકરના ગાગડા' જેવો થઇ પડયો. દક્ષિણામૂર્તિમાં હું તો કોઇ સાથીને શોધતો જ હતો. એવામાં ગિજુભાઇની આ માગણી આવી પડી એટલે મેં તેને ખૂબ હર્ષથી વધાવી લીધી.

આ વર્ષો દરમિયાન મારા પોતાના તેમજ સમગ્ર સંસ્થાના ભાવિ ઉપર મોટામાં મોટી છાપ પાડનાર એક નાનોશો બનાવ બની ગયો. ઇ. સ. ૧૯૧૬માં પૂ. ગાંધીજી કાઠિયાવાડને પ્રવાસે આવ્યા. તેઓ ભાવનગર આવ્યા ત્યારે સ્વ. પટ્ટણી સાહેબ તેમને દક્ષિણામૂર્તિમાં પણ લઈ આવ્યા. મારો પૂ. ગાંધીજીનો આ પહેલવેલો પરિચય. મેં ગાંધીજીને અમારી સંસ્થા દેખાડી, અમારા વિદ્યાર્થીઓની ઓળખાણ કરાવી, સંસ્થાનું પુસ્તકાલય, રસોડું, કસરતશાળા વગેરે દેખાડ્યાં અને અંતે તેમને નમન કરી સૂચનાઓ માગી; મારી માગણીના જવાબમાં તેઓ હસી પડ્યા અને એક પણ સૂચના આપ્યા વિના ચાલતા થયા. પૂ. ગાંધીજીનો સંસ્થા સાથેનો સંબંધ તે દિવસથી માંડીને છેવટ સુધી અખંડ રહ્યો. આ સંબંધે સંસ્થાના તેમ જ મારા ભવિષ્યમાં કેવું રૂપ લીધું છે તે આજે જણાવવાની જરૂર મને દેખાતી નથી.

આ ત્રણ વર્ષ દરમિયાન વિદ્યાર્થીઓ સાથેના નાના મોટા પ્રસંગો હજી આજે પણ મને સાંભરે છે.

દક્ષિણામૂર્તિના શરૂઆતના દિવસો હતા. હું તાજો જ કલકત્તા–રંગુનથી ચાલ્યો આવેલો હતો. એક વાર રાતે મારા ખાટલા નીચે મેં કેળાંની લૂમ દીઠી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ લૂમને બીજે સ્થળે મૂકવી એ સલામત નહોતું માટે તેને મારા ખાટલા નીચે મૂકવામાં આવી હતી. મને પણ આવી બાબતોમાં મારી ચોકસાઇ અને વ્યવસ્થાશક્તિનું છૂપું અભિમાન હશે, તેથી મેં પણ એ વિચારને સ્વીકારેલો. રાત પડી અને હું તો ખાટલામા પડ્યો. હું ખાટલામાં પડ્યો એટલે પડ્યો જ સમજો, એવી મારી તે વખતની ઊંઘની

## कस्मै देवाय हविषा विधेम ?

પૂજ્ય ગાંધીજી દક્ષિણામૂર્તિમાં આવ્યા ત્યારથી મારો અને
એમનો સંબંધ નિરંતર વધતો જ ગયો. એમને મેં પહેલ-
વહેલા જોયા ત્યા સુધી શ્રીમાન નથુરામ શર્મા એ મારું
આખરી શરણ હતું; પણ ગાંધીજીને જોયા ત્યારથી જ અને
વધારે તો ભાવનગરમાં લાગલાગટ બે દિવસ સુધી તેમનો
સહવાસ સેવ્યા પછી હું મને પોતાને, મારા જીવનને, દક્ષિ-
ણામૂર્તિને અને મારા ગુરુને કોઈ જુદી જ દૃષ્ટિથી જોવા
લાગ્યો. ગાંધીજીને જોયા પછી મારા અંતરમાં નવા તત્ત્વનો
સંચાર થયો અને તેને પરિણામે મેં આજ સુધી જીવનમાં
જે જે મૂલ્યો આંક્યાં હતાં તે બધા હું ન સમજું તેવી રીતે
બદલાવા લાગ્યાં. ગાંધીજીએ પહેલવહેલો દક્ષિણામૂર્તિમાં પગ
મૂક્યો ત્યારે મને કલ્પના સરખી પણ ન હતી કે એક દિવસ હું
દક્ષિણામૂર્તિમાં હરિજનોને પ્રવેશ આપવા ખાતર મારા સદ્-
ગુરુનું શરણ પણ છોડવા તૈયાર થઈશ. ગાંધીજીને પહેલા
જોયા તે દિવસે મને કલ્પના સરખી પણ ન હતી કે હું એક
દિવસ કેળવણીના ક્ષેત્રમાં ગાંધીજીનો માન્ય થઈશ; તે દિવસે
મને કલ્પના સરખી પણ ન હતી કે એમનો પ્રેરાયો હું
ભાવનગરની દક્ષિણામૂર્તિને પાછળ મૂકીને આંબલામાં ગરીબ
ગામડિયાઓની શાળા કાઢીશ અને તેમા વર્ધા યોજનાનો અખ-
તરો કરી મારી બાતને ધન્ય માનીશ; પરંતુ જેઓ મારા
અંતરને મારા કરતાં પણ વધારે સાચી રીતે ઓળખે છે
તેઓ તો સ્પષ્ટ કહે છે કે મારે માટે આ અનિવાર્ય હતું.
દક્ષિણામૂર્તિની શરૂઆતનું મારું સ્વપ્ન મને આંબલામાં
લાવ્યા વિના રહે જ નહીં એવી આ મિત્રોની મારા સંબંધી

માન્યતા છે; અને હકીકત જોતાં તેમની આ માન્યતાને ખોટી ઠરાવાય તેમ નથી.

: ૨ :

સંસ્થાનું પહેલું મકાન ચણાયું ત્યારે અમારો ઉત્સાહ ઓર હતો. હું સવારના વહેલાં વર્ગોનું શિક્ષણ પતાવીને નવ વાગ્યે બંદરે જતો અને ત્યાંથી બપોરના બે વાગ્યે આવીને જમતો. આ દિવસોમાં અમારે રસોયો ન હતો એટલે શરૂઆતમાં હું અને વિદ્યાર્થીઓ મળીને રાંધતા અને પાછળથી તો થોડા મહિના એકલા વિદ્યાર્થીઓ એ કામ કરતા. મકાનના કામને અંગે ગાડાંઓની નોંધ રાખવી, રેતી ચૂનાનાં પાયલાં ગણવાં, ચક્કી આંટા બરાબર ફરે છે કે કેમ તે જોવું, ઈંટોને તપાસીને કાચી–પાકી તારવવી, મજૂરોની હાજરી પૂરવી વગેરે નાનાં મોટાં કામોમાં વિદ્યાર્થીઓ નવરાશે હોંશથી દોડતા અને અમારું કામ હળવું કરતા. ઘણીવાર તો મકાનોને ધાબો દેવો હોય ત્યારે ધાબો દેવામાં અને ગાવામાં કુશળ એવી બહેનો સાથે અમે સૌ કામે લાગતા અને ઢોલકના તાલમાં ને તાલમાં પાણી છંટકાવતા કાંકરીને ટીપી ટીપીને કઠણ કરતા. ધાબાને ટીપતાં ટીપતાં આ ગીતોનો રણકાર મારા જેવો કાઠિયાવાડી કેમ ભૂલે ?

સંસ્થાના પહેલા મકાનની ઉદ્‌ઘાટનક્રિયા અમારા સદ્‌ગુરુ શ્રીમાન નથુરામ મહારાજના હાથે થઇ હતી. અમારા સૌના મનમાં એ દિવસ મોટા પર્વનો દિવસ હતો. શ્રીમાન નથુરામ મહારાજ પોતાના પૂરા દમામથી અને તેજથી સભાસ્થાને બેઠા હતા, સદ્‌ગત સર પ્રભાશંકર પટ્ટણીએ પોતાની ભાવભરી

નહોતી. ખારેક વાગ્યાના સુમારે મારે ઓશીકે કોઈકનો સંચાર થયો; થાય, થાય વળી બંધ થાય, ફરી ભાય; વળી છિત્ છિત્ થાય, વળી બંધ થાય. મને, પોતાને જાગતાં છતાં ઊઠીને જોવાની જરૂર ન લાગી. સવારે પાંચ વાગ્યે ઊઠયો ને જોયું તો લૂમનું ઠૂંઠું ખાટલા નીચે અકબંધ પડેલું, પણ તેના પર એક પણ કેળું ન મળે ! હું પામી ગયો.

નાસ્તાનો વખત થયો ત્યારે વિદ્યાર્થીઓએ કેળા સંભાર્યાં. તેમની આંખોમાં તરવરતું હાસ્ય હું વાંચી શકયો એટલે મેં કહ્યું, "આજે નાસ્તામાં કેળા લેવાના નથી."

નાસ્તા પછી મેં તો કેળાને વિસારે જ પાડયાં હતાં. પણ વિદ્યાર્થીઓ શી રીતે વિસારે પાડે? વિદ્યાર્થીઓની બહાદુરી પણ જાહેરમાં શી રીતે કોઈ પિછાની શકે? આવાં કામોથી ગૃહપતિને ચીડવવાનો વિદ્યાર્થીઓનો રસ પણ માર્યો ગયો. કેમ જાણે કશું જ બન્યું નથી તેવું મેં વલણ લીધું. થોડા દિવસ પછી બીજી લૂમ પણ મારા ખાટલા નીચે મૂકવામાં આવી. રાતે વિદ્યાર્થીઓએ મને કહ્યુ : "નાનાભાઈ ! ગયે વખતે થયું તેવું થશે, માટે આ વખતે લૂમ બીજે સ્થળે મૂકો" મેં ટાઢે પેટે જવાબ આપ્યો. "ગયે વખતે દામુની મંડળીને મળ્યા તો આ વખતે રામુની મંડળીને મળશે. પછી કોઈ મંડળી રહી જશે તો તેનો વારો ત્રીજે વખતે. સૌના વારાફરતી વારા આવશે, એટલે કોઈને કહેવા જેવું નહીં રહે." આટલું સાંભળતાં સૌ હસી પડયા. આ લૂમનાં કેળાં રાતભર એમને એમ અખંડિત રહ્યાં અને સવારે અમે સૌએ નાસ્તામાં વાપર્યાં. પણ આ કેળામાંથી દામુની મંડળીએ નાનો ભાગ લેવાની ના પાડી.

હું મારી જાતને તેમ જ દક્ષિણામૂર્તિને કેવો ઘાટ આપવા ઇચ્છું છું તેની મને પોતાને સ્પષ્ટ કલ્પના ન હતી. પણ હું અને દક્ષિણામૂર્તિ કોઇ અકળ રીતે કેમ જાણે ઘાટ લઇ રહ્યાં હતાં.

આ ત્રણ વર્ષના ગાળામાં ત્રણ મોટા પ્રસંગો બન્યા :

(૧) ગિજુભાઇ દક્ષિણામૂર્તિમાં મારા સાથી તરીકે જોડાયા.

(૨) દક્ષિણામૂર્તિના સૌથી પહેલા મકાનનો પાયો નંખાયો અને તેને માટે રૂપિયા દસ હજારનું દાન મળ્યું.

(૩) પૂજ્ય ગાંધીજી એક વહેલી સવારે દક્ષિણામૂર્તિમાં આવી ચડયા અને સંસ્થા ઉપર પોતાનું મુકત હાસ્ય વેરીને ચાલ્યા ગયા.

## ચોથો ખંડ

: ૧ :

સંસ્થાનું પહેલું મકાન ઈ. સ. ૧૯૧૭માં થયું અને ત્યાર પછી મકાનોની હારમાળા પણ તેટલા જ વેગથી ચાલી; સંસ્થાનો ખર્ચ પણ એટલા જ વેગથી વધ્યો; એ ખર્ચને એકઠો કરવા માટે હું પણ એટલા જ ઉત્સાહથી દેશપરદેશમાં ભટકયો; અને આ બધું ચક્ર છેક છેલ્લી ઘડી સુધી ચાલુ રહ્યું. આખરે એક દિવસ એવો આવ્યો કે અમે સૌ અમારા મનને પૂછતા થયા, "આવો કારભાર કયાં સુધી ચાલે ?" "નાનાભાઇની આ રખડપટ્ટીનો શો અર્થ છે, ?" મને પોતાને પણ થયું : "દક્ષિણામૂર્તિ શરૂ કરી ત્યારે શું આવા જ મારાં સ્વપ્નો હતાં !"

## कस्मै देवाय हविषा विधेम ?

પૂજ્ય ગાંધીજી દક્ષિણામૂર્તિમાં આવ્યા ત્યારથી મારો અને એમનો સંબંધ નિરંતર વધતો જ ગયો. એમને મેં પહેલવહેલા જોયા ત્યાં સુધી શ્રીમાન નથુરામ શર્મા એ મારું આખરી શરણ હતું; પણ ગાંધીજીને જોયા ત્યારથી જ અને વધારે તો ભાવનગરમાં લાગલાગટ બે દિવસ સુધી તેમનો સહવાસ સેવ્યા પછી હું મને પોતાને, મારા જીવનને, દક્ષિણામૂર્તિને અને મારા ગુરુને કોઈ જુદી જ દૃષ્ટિથી જોવા લાગ્યો. ગાંધીજીને જોયા પછી મારા અંતરમાં નવા તત્ત્વનો સંચાર થયો અને તેને પરિણામે મેં આજ સુધી જીવનમાં જે જે મૂલ્યો આંકયાં હતાં તે બધા હું ન સમજું તેવી રીતે બદલાવા લાગ્યાં. ગાંધીજીએ પહેલવહેલો દક્ષિણામૂર્તિમાં પગ મૂકયો ત્યારે મને કલ્પના સરખી પણ ન હતી કે એક દિવસ હું દક્ષિણામૂર્તિમાં હરિજનોને પ્રવેશ આપવા ખાતર મારા સદ્‌ગુરુનું શરણ પણ છોડવા તૈયાર થઈશ. ગાંધીજીને પહેલા જોયા તે દિવસે મને કલ્પના સરખી પણ ન હતી કે હું એક દિવસ કેળવણીના ક્ષેત્રમાં ગાંધીજીનો માન્ય થઈશ; તે દિવસે મને કલ્પના સરખી પણ ન હતી કે એમનો પ્રેરાયો હું ભાવનગરની દક્ષિણામૂર્તિને પાછળ મૂકીને આંબલામાં ગરીબ ગામડિયાઓની શાળા કાઢીશ અને તેમાં વર્ધા યોજનાનો અખતરો કરી મારી જાતને ધન્ય માનીશ; પરંતુ જેઓ મારા અંતરને મારા કરતાં પણ વધારે સાચી રીતે ઓળખે છે તેઓ તો સ્પષ્ટ કહે છે કે મારે માટે આ અનિવાર્ય હતું. દક્ષિણામૂર્તિની શરૂઆતનું મારું સ્વપ્ન મને આંબલામાં લાવ્યા વિના રહે જ નહીં એવી આ મિત્રોની મારા સંબંધી

માન્યતા છે; અને હકીકત જોતાં તેમની આ માન્યતાને ખોટી ઠરાવાય તેમ નથી.

: ૨ :

સંસ્થાનું પહેલું મકાન ચણાયું ત્યારે અમારો ઉત્સાહ ઓર હતો. હું સવારના વહેલાં વર્ગોનું શિક્ષણ પતાવીને નવ વાગ્યે બંદરે જતો અને ત્યાંથી બપોરના બે વાગ્યે આવીને જમતો. આ દિવસોમાં અમારે રસોયો ન હતો એટલે શરૂઆતમાં હું અને વિદ્યાર્થીઓ મળીને રાંધતા અને પાછળથી તો થોડા મહિના એકલા વિદ્યાર્થીઓ એ કામ કરતા. મકાનના કામને અંગે ગાડાંઓની નોંધ રાખવી, રેતી ચૂનાનાં પાયલાં ગણવાં, ચક્કી આંટા બરાબર ફરે છે કે કેમ તે જોવું, ઇંટોને તપાસીને કાચી–પાકી તારવવી, મજૂરોની હાજરી પૂરવી વગેરે નાનાં મોટાં કામોમાં વિદ્યાર્થીઓ નવરાશે હોંશથી દોડતા અને અમારું કામ હળવું કરતા. ઘણીવાર તો મકાનોને ધાબો દેવો હોય ત્યારે ધાબો દેવામાં અને ગાવામાં કુશળ એવી બહેનો સાથે અમે સૌ કામે લાગતા અને ઢોલકના તાલમાં ને તાલમાં પાણી છંટકાવતા કાંકરીને ટીપી ટીપીને કઠણ કરતા. ધાબાને ટીપતાં ટીપતાં આ ગીતોનો રણકાર મારા જેવો કાઠિયાવાડી કેમ ભૂલે ?

સંસ્થાના પહેલા મકાનની ઉદ્‌ઘાટનક્રિયા અમારા સદ્‌ગુરુ શ્રીમાન નથુરામ મહારાજના હાથે થઇ હતી. અમારા સૌના મનમાં એ દિવસ મોટા પર્વનો દિવસ હતો. શ્રીમાન નથુરામ મહારાજ પોતાના પૂરા દમામથી અને તેજથી સભાસ્થાને બેઠા હતા, સદ્‌ગત સર પ્રભાશંકર પટ્ટણીએ પોતાની ભાવભરી

વાણીથી શ્રોતાઓને આંજી દીધાં હતા. મારા મુરબ્બી હર-ગોવિન્દભાઈ ને મારા બીજા ગુરુભાઈઓએ એક પ્રકારનું પવિત્ર વાતાવરણ ફેલાવ્યું હતું.

આ બધાયની વચ્ચે એકલો હું ગભરાયેલ હતો. મારે બોલવાનો વારો આવ્યો ત્યારે ઘડીભર તો મારી વાણી કેમ જાણે થંભી ગઈ! પછી તો કેમ જાણે કોઈએ અંદર બેગીને મારી સૂતેલી વાણીને જગાડી હોય એમ હું બોલ્યો મારું હૈયું ઈશ્વરની કૃપાથી કેમ જાણે છલોછલ ભરાઈ ગયું હતું. આગળ આવેલ સૌનો આભાર માન્યો અને ઈશ્વરની કૃપાના પાત્ર અમે રહીએ એમ ઇચ્છી મેં પૂરું કર્યું. અમારા સદ્‌ગુરુશ્રીએ સંસ્થા પર પોતાની અમીદષ્ટિ ફેરવીને આશી-ર્વાદ આપ્યા.

: ૩ :

વિદ્યાલયનું મકાન પૂરું થયા પહેલા અમે વિદ્યાલયને તો ચાલુ જ કરી દીધું હતું, મકાન તૈયાર થયા પછી અમે તેમા વર્ગો ચલાવવા માડ્યા અને જોતજોતામા અમારા વિદ્યા-લયના આચાર્ય તરીકે ગિજુભાઈ રહ્યા અને ગૃહપતિ તરીકે હું રહ્યો, અને આ રીતે અમે બ નેએ મળીને વિદ્યાર્થીઓની સમગ્ર કેળવણીનો ભાર ઉઠાવ્યો. ગિજુભાઈ મુંબઈ વિદ્યાપીઠની કોઈ ડિગ્રી ધરાવતા ન હતા એથી ભાવનગરમાં ઘણા લોકોને તેમનું આચાર્યપદ હસવા જેવું જણાયું. પણ ગિજુભાઈએ શિક્ષણની બાબતમા પોતાની હૈયા ઉકલતથી પોતાના શક્તિ તેમ જ પોતાના પ્રયત્નથી સૌને માત કર્યા. એક બાજુથી એમણે શિક્ષણશાસ્ત્રનો વધારે ઊંડા અભ્યાસ કરવો શરૂ

કર્યો અને બીજી બાજુ પોતાની શિક્ષકની જન્મસિદ્ધ કુનેહથી શાળાના તંત્રને વ્યવસ્થિત ગોઠવી દીધું. એ દિવસોમાં શાળાની વ્યવસ્થા સંબંધમાં ગિજુભાઇ કેટલા ચોક્કસ અને આકરા હતા તે જોવું હોય તેણે તેમના હુકમો અને જાવકો તપાસી જવા મને યાદ છે તે પ્રમાણે એક દિવસ કોઇ શિક્ષકભાઇએ ગિજુભાઈના આચાર્યના ટેબલ પરથી લખવા માટે એક હોલ્ડર લીધું અને લખીને પાછું મૂકી દીધું; પણ પાછું મૂકવામાં સહેજ આડું અવળું મૂક્યું હશે એટલે ગિજુભાઈએ હોલ્ડર સંબંધમાં જાવક કાઢયો અને આચાર્યના ટેબલ પરથી હોલ્ડર વાપરવાની શિક્ષકોને મનાઈ કરી. શિક્ષકોએ કેમ શીખવવું, શાળામાં કેવી રીતે બેસવું –વગેરેના ગિજુભાઇએ શિક્ષકોને ચોક્કસ ખ્યાલો આપ્યા અને તે પ્રમાણે અમલ થવો જોઇએ એવો આગ્રહ તેઓ રાખતા. એમની સાથે કામ કરનારા અમે સૌ ગિજુભાઈની દૃષ્ટિથી, તેમના વ્યવસ્થિત તંત્રથી અને શિક્ષણ આપવાની તેમની પદ્ધતિથી મુગ્ધ થઇ ગયા હતા; અને ગિજુભાઈએ પણ આ કાર્યમાં બરાબર ઝંપલાવ્યું.

ગિજુભાઇએ પોતાના સાથીદારો તરીકે હરભાઈ અને ગિરીશભાઈ વગેરેને પોતે જ બોલાવી લીધા.

: ૪ :

ગિજુભાઇ ચાર વર્ષ સુધી અમારા વિદ્યાલયના આચાર્ય રહ્યા અને ચાર વર્ષો દરમિયાન એમણે અમારા ભવિષ્યના વિકાસનાં બી રોપી દીધાં. ગિજુભાઇએ પોતાની દૃષ્ટિથી, શિક્ષક તરીકેની પૂરી આવડતથી અને પોતાના સફળ વર્ગ-શિક્ષણથી મિત્રોને તો મુગ્ધ કર્યા જ પણ ભાવનગરની

શાળાઓના અનેક શિક્ષક ભાઈઓને પણ મુગ્ધ કર્યા અને પરિણામે તેમને ઘરે દર સોમવારે નાનું એવું શિક્ષકમંડળ એકઠું થવા લાગ્યું. આ મંડળમાં અમે સૌ કેળવણીના વિષયો ઉપર નિબંધો વાંચતા અને ચર્ચાઓ કરતા. આ ચર્ચાઓ દરમિયાન ગિજુભાઈએ સૌને પોતાની શક્તિનો પરિચય કરાવ્યો, અને એક રીતે તેઓ સૌ શિક્ષકોના ગુરુ જેવા થઈ ગયા. આ બીજમાંથી જતે દહાડે અમારાં અધ્યાપનમંદિરો ઊગ્યાં. આ દિવસથી દક્ષિણામૂર્તિ શિક્ષણશાસ્ત્રના પ્રયોગોનું કેન્દ્ર બનવા લાગી અને જતે દિવસે દક્ષિણામૂર્તિએ પોતાની વિશિષ્ટતાના બળથી જ આપણા આખા ગુજરાતનું અને દેશનું ધ્યાન ખેંચ્યું. દક્ષિણામૂર્તિની આ વિશિષ્ટતાનો યશ ગિજુભાઈને જ જવો જોઈએ.

: ૫ :

આવી જ બીજી વિશિષ્ટતા દક્ષિણામૂર્તિનાં પ્રકાશનોની. આ ચાર વર્ષ દરમિયાન અમે વિદ્યાર્થીઓના હાથમાં મૂકવાં જેવાં નાનાંનાનાં પાઠ્યપુસ્તકોની પાછળ પડ્યા અને આ દિશામાં પણ દક્ષિણામૂર્તિને વેગ આપનાર તો ગિજુભાઈ જ હતા.

: ૬ :

આ કાળની એક બીજી વાત પણ અહીં નોંધવા જેવી છે. ઈ. સ. ૧૯૧૮ ની સાલમાં અમે દક્ષિણામૂર્તિ સંસ્થાની સર્વતોમુખી તપાસ માટે એક કમિશન નીમ્યું. આ કમિશનમાં ત્રણ સભ્યો હતાઃ (૧) સ્વ. ગુલાબરાય ગોવિંદરાય દેસાઈ, બી.એ., એલએલ.બી; (૨) પ્રો. હનુમંત બાલાજી ભીડે,

એમ. એ; એલએલ. બી. ને (૩) શ્રી દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર સ્વ. ગુલાબરાયભાઈ આ કમિશનના પ્રમુખ હતા. ગિજુભાઈને આ કમિશનના મંત્રી તરીકે કામ સોપ્યું અને હરભાઈને તેમની મદદમાં મૂક્યા. આ કમિશનના પ્રમુખ-સ્થાને સ્વ. ગુલાબરાયભાઈ હતા પણ સંસ્થાની સર્વતોમુખી તપાસ ચલાવવામાં અને તપાસને અંતે કમિશનનો અહેવાલ ઘડવામાં સૌથી વધારે ફાળો કાકાસાહેબનો હતો.

આ કમિશને સંસ્થાની તપાસ કર્યા પછી તેનો અહેવાલ રજૂ કર્યો અને સંસ્થાએ એ અહેવાલ છાપીને પ્રસિદ્ધ પણ કર્યો. આ અહેવાલથી અમને એક તરફથી પ્રતિષ્ઠા મળી ત્યારે બીજી બાજુથી અમારી ઊણપોનું પણ સ્પષ્ટ ભાન થયું. કમિશને ગિજુભાઈનાં શિક્ષક તરીકે ભારોભાર વખાણ કર્યાં. સંસ્થા ઉપર અમારા શ્રીમાન નથુરામ શર્માની છાયાને લીધે જૂના ક્રિયાકાંડને જે વધારે પડતું સ્થાન મળે છે તે તરફ પણ વિવેકભર્યો અંગુલિનિર્દેશ કર્યો, અને કમિશનના અહે-વાલ ઉપરાત મારા તેમ જ ગિજુભાઈના અંગત વાચન માટેની એક નોધમાં હરિજનોને સંસ્થામાં નથી દાખલ કર્યા તે સંબંધમાં મિત્રભાવે પણ સખ્ત ટીકા કરી.

આ કમિશનનું એક પરિણામ એ આવ્યું કે અમારો અને કાકાસાહેબનો તેમ જ અમારો અને ગાંધીજીના આશ્રમનો સંબંધ વધારે ગાઢ થયો. આશ્રમમાં પણ આ વખતે રાષ્ટ્રીય કેળવણીના વિચારો જોસથી ચાલતા હતા. દક્ષિણામૂર્તિ અને આશ્રમની રાષ્ટ્રીયશાળાનો સંબંધ વધતો ગયો.

કમિશને નીમ્યું ત્યારે મારી ગણતરી એવી હતી કે આવી સંસ્થાઓના કામની તપાસ દર પાંચ વર્ષે થવી જોઈએ; આવી તપાસ થાય તો જ દક્ષિણામૂર્તિ જેવી સંસ્થાઓ વધારે પ્રાણવાન અને વધારે નિર્મળ રહી શકે.

: ૭ :

આ વર્ષો દરમિયાન અમારી સંસ્થાનું બીજું પણ એક વહેણ નોંધવું જોઈએ. મારા પર અને મારી મારફત આખી સંસ્થા પર મહારાજ શ્રીમાન નથુરામ શર્માનું વર્ચસ હતું. એ આ બંને મિત્રોને ( ગિજુભાઈ હરભાઈને ) ગોઠતું ન હતું. સાથે સાથે મુ. મોટાભાઈનો અને મારો પોતાનો સંસ્થામાં જબ્બર ફાળો હતો એ પણ તેઓ જાણતા હતા. ગિજુભાઈ કોઈ કોઈ વાર મહારાજશ્રીના વર્ચસ સામે ઊકળી જતા. ગિજુભાઈને સંસ્થામાં દાખલ થયાં તો માંડ ચાર પાંચ વર્ષો થયાં હતાં, પણ એ થોડા વખતમાં એમણે પોતાના પગને ઊંડા ખોડી દીધા હતા એટલે તેમના વિચારોની જેમ તેમ કોઈથી અવગણના થઈ શકે તેમ ન હતું. આ પ્રમાણે એક બાજુથી સંસ્થા વેગથી અને એકતાથી કામ કરી રહી હતી ત્યાર બીજી બાજુથી ગિજુભાઈ, હરભાઈ વગેરે મિત્રો મને અને મારી મારફત આખી સંસ્થાને બીલખા આશ્રમના વર્ચસથી મુક્ત કરવાની છૂપી જહેમત ઉઠાવી રહ્યા હતા. દક્ષિણામૂર્તિ કમિશનની કેટલીક ભલામણો તેમને ખૂબ મદદરૂપ થઈ પડી અને એવી બધી અનુકૂળતા છતાં જ્યારે આ મિત્રોને આશાનું એક પણ કિરણ ન દેખાયું ત્યારે પ્રભુએ તેમને માર્ગ કરી દીધો.

બરાબર આ વખતે દક્ષિણામૂર્તિએ બે નવાં પગલાં ભર્યાં.

ગિજુભાઇ વિનયમંદિરના આચાર્યસ્થાને હતા અને હું સંસ્થાના નિયામક તરીકે તેમ જ છાત્રાલયના ગૃહપતિ તરીકે કામ કરતો હતો, ત્યારે અમને બંનેને તેમ જ બીજા મિત્રોને લાગતું હતું કે દક્ષિણામૂર્તિએ છેક પાયાથી શિક્ષણનું કામ હાથ ધરવું જોઈએ. આ વિચારસરણીમાં ગિજુભાઈનો મોટો ફાળો હતો. એમનો પુત્ર બચુ ( નરેન્દ્ર ) જન્મ્યો ત્યારથી એની કેળવણીના વિચારો ગિજુભાઈ કર્યા જ કરતા અને એને અંગે તેઓએ મૅડમ મોન્ટીસોરીનાં પુસ્તકોનો અભ્યાસ પણ શરૂ કરેલો. હવે બચુની ઉંમર મોટી થતી હતી અને બાલશિક્ષણ તરફનો ગિજુભાઈનો વેગ પણ વધતો જતો હતો એક વહેલી સવારે અમે એકઠા થયા, મુ. મોટાભાઈ પાસે ગયા ને દક્ષિણામૂર્તિ એક બાલમંદિર શરૂ કરે એવો પવિત્ર સંકલ્પ કર્યો. બાલમંદિર શરૂ કર્યું ત્યારે અમારી બાલમંદિરની કલ્પના કેવી રાંક હતી તે હું બરાબર જાણું છું. એ દિવસોમાં ગિજુભાઈએ અને મેં જે અભ્યાસક્રમ ગોઠવ્યો હતો તેને આજે કોઈ પણ જુએ તો અમને મૂર્ખ અને ધૂની ગણે; પણ આવી મૂર્ખતા અને ધૂનીપણું આવાં સાહસોમાં અનિવાર્ય તો નહીં હોય ?

: ૮ :

આવું જ બીજું પગલું એ દક્ષિણામૂર્તિને ગુજરાત વિદ્યાપીઠ સાથે માન્ય કરવાનો નિર્ણય. આ વર્ષો દરમિયાન આપણા આખા દેશમાં મોટી રાજકીય ઉથલપાથલો શરૂ થઈ હતી અને ગાંધીજીએ સમગ્ર સનાતની મંડળી વચ્ચે અસ્પૃશ્યતા નિવારણનો બોમ્બગોળો ફેંક્યો.

દક્ષિણામૂર્તિમાં અમે સૌ વિચાર કરતા થયા. કમિશન વખતે શ્રી કાકાસાહેબની સાથે વાતો થઇ ત્યારથી જ મારા પોતાના વિચારો ઝડપથી બદલાયે જતા હતા હું પોતે ગાંધીજીના કોચરબના આશ્રમમાં રહી આવ્યો ત્યારે પણ મારું અંતર પલટાયે જતું હતું; પણ આજ સુધી માત્ર માન્યતાનો પ્રશ્ન રહ્યો હતો તે હવે રીતસર આચારનો પ્રશ્ન બન્યો. કોઈ પણ વિદ્યાર્થી અમુક કોમમા જન્મ્યો છે એ કારણે જ મારી દક્ષિણામૂર્તિ પોતાના દરવાજા તેને માટે બંધ કરે એ વાત મારું અંતર સ્વીકારી ન શક્યું.

એ દિવસોમાં આ પ્રશ્ન મારા માટે કેટલો કઠણ હતો તેની કલ્પના પણ બીજા કોઈને આવવી મુશ્કેલ છે. મને તો પૂરી શ્રદ્ધા હતી કે મહાત્મા શ્રીમાન નથુરામ શર્મા હરિજન પ્રશ્નને પારખી જશે અને અસ્પૃશ્યતાને આશ્રમમાથી નાબૂદ કરી આશ્રમને નવો ઝોક આપશે; પણ મારી આશા સફળ ન થઈ.

મારે માટે બે જ માર્ગો હતા : કાં તો સનાતન ધર્મની ચાલુ અસ્પૃશ્યતાને મારી બુદ્ધિ ના કહે તોપણ વળગી રહેવું અને એ રીતે મહાત્માશ્રીનું શરણુ સાચવીને જીવનના ધ્યેયને પહોંચવું અથવા તો શ્રીમાન નથુરામ શર્માને છોડીને જીવનના મહાસાગરમા મારા પોતાના જ બાહુબળથી તરવું. મારી મૂંઝવણ શબ્દોમાં કહી ન જાય તેવી હતી. વિચારમાં ને વિચારમાં મેં કેટલીય રાતો પસાર કરી. ખુદ મારા ઘરમાં મારી બા, મારા મોટાભાઈ, મારી પત્ની, મારાં સગાં સૌ મારા પગલાનાં વિરોધી હતાં. મારી જ્ઞાતિનું આખું ય મંડળ મારી આવી દુર્બુદ્ધિ માટે શોકમાં પડયું. મારા ગુરુભાઈઓ

મારા મનમાં આ પાપવિચારનો સંચાર થયો તેથી દુઃખી થતા અને અવારનવાર સમજાવવા પ્રયત્ન કરતા; પણ હું ભૂલ કરું છું એવું મને લાગતું ન હતું. મહાત્મા શ્રીમાન નથુરામ શર્માને છોડવાથી કેમ જાણે હું મારા જીવન ધ્યેયને છોડું છું એવું મને લાગ્યા કરતુ અને એ દર્દ મારા માટે અસહ્ય થઈ પડ્યું.

પણ ખરી રીતે તો હું. ઈ સ. ૧૯૧૭માં મહાત્મા ગાંધીના પરિચયમાં પહેલવહેલો આવ્યો ત્યારથી જ જીવનના મારા વિચારોમાં છૂપું એવું એક પરિવર્તન ચાલી રહ્યું હતું. મારા પૂજ્ય સદ્ગુરુ, અમારો આશ્રમ, અમારા આશ્રમની પદ્ધતિ, અમારા મહારાજશ્રી સાથેનો સંબંધ, અમારા ઉત્સવો, મહારાજશ્રીનું પોતાનું અંગત જીવન, આશ્રમનો બાહ્ય વ્યવહાર– આ બધી વસ્તુઓને હું નવેસરથી વિચારતો થયો હતો અને આ બધા સાચા ધર્મની મારી સમજ સાથે કેમ જાણે બંધબેસતાં ન હોય એમ જ મને લાગ્યા કરતું. આજ સુધી આ બધી વાતોને મેં વિચારી ન હતી એમ નહીં, પણ આ વાતો મને ગમતી નહીં તેમ છતાં મને ખૂંચતી ન હતી; પણ હવે મને એ ખૂચવા લાગી અને અકળાવવા લાગી. આ રીતે અંદરથી તો હું લાંબા વખતથી અકળાઈ રહ્યો હતો; ત્યાં હરિજન પ્રશ્ન આવ્યો એટલે મારી અકળામણને રીતસરનો ઘાટ મળ્યો ઘણી મથામણને પરિણામે અને ખુદ મહારાજશ્રીની સાથે એકાંતમાં પણ દિલભરદિલ વાતો કરીને મેં મારો નિર્ણય લીધો. મારા આ નિર્ણયથી ગિજુભાઈ–હરભાઈ ને હર્ષ થયો, મને પોતાને કેમ જાણે કોઈ મોટું ઓપરેશન કર્યું હોય તેવો આઘાત થયો.

દક્ષિણામૂર્તિનું વ્યવસ્થાપકમંડળ એટલે મહારાજશ્રીની વ્યક્તાવ્યક્ત ઇચ્છાને માન આપીને સંસ્થાને ચલાવનારું મંડળ. હું આ વ્યક્તાવ્યક્ત ઇચ્છાઓનો પ્રતિનિધિ હતો. જ્યાં પ્રતિનિધિ જ ખોટા રૂપિયા જેવો થયો ત્યાં શું ? વ્યવસ્થાપકમંડળમાં મહારાજ શ્રીમાન નથુરામ શર્મા પ્રમુખપદે હતા; પણ હવે એમને એ પદમાં રસ શી રીતે રહે ?

મહારાજશ્રી ખસી જાય એટલે એમનાં પટ્ટશિષ્ય જેવા માણેકલાલભાઈ પણ ખસી જાય, અમારા મુ. ઓધવજીભાઇ પણ ખસે, અમારા મુ મોટાભાઈ પણ ખસવાનું વિચારે; એટલે સંસ્થા આવી પડે અમારા કાર્યકર્તાઓના હાથમાં.'' દક્ષિણામૂર્તિને આ પ્રમાણે વેરવિખેર થતી અટકાવવાને સૌ એ આકાશ પાતાળ એક કર્યાં. શ્રી. માણેકલાલભાઈ જેવા ઠેઠ સાબરમતી સુધી પહોંચ્યા અને પૂજ્ય ગાંધીજી મને સમજાવવાને રસ્તો કાઢે એવા પ્રયત્નો થયા. કાકાસાહેબ કાલેલકર બંને પક્ષોને એક રાખવા માટે પોતાથી બનતું બધું કર્યું. ભાવનગરના અધિકારીમંડળે અને ખાસ કરીને સર પ્રભાશંકર પટ્ટણીએ બંને પક્ષો સાથે કેમ રહી શકે તેના પ્રયત્નો કરી જોયા. બંધારણીય રીતે અમે બહુમતી મેળવી શકીએ તેમ હતા અને મારા મિત્રોનો આગ્રહ પણ એ દિશામાં હતો પણ મને પોતાને આવા પ્રસંગે માત્ર બહુમતિથી કરેલો નિર્ણય યથાર્થ ન લાગ્યો તેથી અમે સૌએ એક માત્ર ઉપાય તરીકે દક્ષિણામૂર્તિમાંથી રાજીનામાં આપ્યાં અને અમારા રાજીનામાં હું પોતે જ મહારાજશ્રીના ખોળામાં મૂકી આવ્યો. મેં કહ્યું "દક્ષિણામૂર્તિ આપને ખોળે જન્મી છે; આજે હું એને આપના ખોળામાં પાછી સોંપું છું."

એટલે આખરે અમે બંને પક્ષોએ સમાધાન કર્યું અને.

સમાધાન પર મહાત્મા ગાંધીજીની મહોર પડી. સંસ્થા ગુજરાત વિદ્યાપીઠની માન્યતા મેળવી શાળાનાં બારણાં હરિજનો માટે પણ ખુલ્લાં રાખે; માત્ર છાત્રાલયને રસોડે હરિજનો એક પંક્તિએ બેસીને જમી ન શકે.

મહારાજશ્રીએ પોતે આ સમાધાનનો સ્વીકાર કર્યો અને ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાવા ન જોડાવાનો નિર્ણય અમારી સદ્બુદ્ધિ પર છોડ્યો.

દક્ષિણામૂર્તિ મોટી ઘાતમાંથી ઊગરી. અમે સૌ સંસ્થામાં હતા તેવા જ રહ્યા. મહારાશ્રીએ, મુ. મોટાભાઈએ, મુ. માણેકલાલભાઈએ પોતાનાં રાજીનામા આપ્યાં અને નવા વર્ષના જાનેવારીની પહેલી તારીખે રૂા. ૦-૦-૦ની ચાલુ મૂડીથી દક્ષિણામૂર્તિ અમારા હાથમા આવી.

દક્ષિણામૂર્તિના આ હણાળા વખતનું ચિત્ર ખડું કરવા માટે નથી મારી પાસે શબ્દો, નથી મારી પાસે શક્તિ; અને તેમાં ય સ્વ. મોટાભાઈ કેટલા બધા કંતાઈ ગયા એ તો વર્ણવી પણ ન શકાય. રાત અને દિવસ એની એ વાત. પૂજા કરે ત્યાં એ વાત ડોકિયું કરે; દૂધ પીએ ત્યારે ઘૂંટડા ઉતારતાં ઉતારતાં થભી જાય; બપોરના પણ એની એ વાતો; રાતે તો ઉજાગરો હોય જ હોય. બરાબર આ દિવસોમાં સ્વ. મોટાભાઈએ અને સ્વ. વિશ્વનાથભાઈએ ચાતુર્માસ કરેલા પણ માળામાં ધ્યાન શી રીતે રહે ? ચોવીસે ય કલાક એક જ જપ–દક્ષિણામૂર્તિ ! દક્ષિણામૂર્તિ ! દક્ષિણામૂર્તિ કોઇ રીતે જીવે એ જ મોટાભાઈની વાસના. અમને અમારી જુવાનોની વાત તો સાચી લાગી પણ મહારાજથીની સાથેના જીવનભરના સંબંધો એમ થોડા જ છૂટે છે ? આખરે સમાધાન થયું એ મારે મન તો એમના પુણ્ય પ્રતાપે થયું. સમાધાન

માવકા માતા ગં. સ્વ. કાશીબાને આપવામાં આવ્યું હતું.

મહારાજશ્રી નથુરામ શર્માના આનંદાશ્રમમાં તો હું અસ્પૃશ્ય થઈ ચૂકયો હતો; પણ ખુદ મારાં મોટાભાઈના ઘરમાં પણ હું અસ્પૃશ્ય જેવો થયો. મારા મુ. સ્વ. દેવશંકરભાઈ એ મારી સાથે એક પંક્તિએ બેસીને જમવાનું છોડયું.

પરંતુ જ્ઞાતિભાઈઓના અને કુટુંબીજનોના આવા ખારા દરિયામાં પણ પ્રભુએ મારા માટે થોડીએક મીઠી વીરડીઓ રાખી હતી. એ દિવસોમાં ઉગ્ર ગણાય એવું આ પગલું ભર્યા છતાં મને ન છોડયો એક મારા નાના ભાઈ માનશંકરે, બીજા મારા સસરાએ, ત્રીજી મારી સ્ત્રીએ અને સૌથી વધારે ન છોડયો મારા મુરબ્બી સદ્ગત મોટાભાઈએ. મારી સ્ત્રી મારા પગલાને યોગ્ય માનતી હતી એમ નહીં. તે દિવસે તો શું હજી આજે પણ હરિજનોને સ્પર્શ કરવામાં બાધ ન હોવો જોઈએ એમ મનથી સ્વીકારવાં છતાં હરિજનો તરફનો એનો આચાર એવો જ સનાતની છે; પરંતુ મને અને મારે લીધે મારા પગલાને એ કોઇક ધર્મ બુદ્ધિથી વળગી રહી છે.

: ૯ :

આ સ્થળે મારા કુટુંબ જીવનની થોડીએક વાતો જણાવી દેવી જોઇએ. મારા પિતાના અવસાન પછી અમે ત્રણ ભાઈ-ઓએ અમારો વારસો વહેંચી લીધો. આ વહેંચણીમાં અનેક સંજોગો એવા ઊભા થયા કે જેને લીધે મારા નાનાભાઈ માનશંકરને ઠીક ઠીક આર્થિક નુકસાન થયું; પરંતુ તે દિવસે અમારા કુટુંબમાં પરસ્પરનો અવિશ્વાસ એટલો બધો ઘર

થયા પછી એમણે પણ વ્યવસ્થાપક મંડળમાથી રાજીનામું આપ્યું, પણ જીવનની છેલ્લી ઘડી સુધી એમણે સંસ્થાની સેવામાથી રાજીનામું આપ્યું નથી. સમાધાન થયા પછી એ વ્યવસ્થાપકમંડળમા નથી આવ્યા, સમાધાન થયા પછી ટ્રસ્ટીઓના ચોપડામા તેમણે એક પણ સહી કરી નથી. પણ સંસ્થાના ફંડ માટે મારી સાથે રખડવામા, સંસ્થાના કોઠાર માટે ચીજ-વસ્તુઓ ખરીદ કરવામા, સંસ્થા માટે મકાનો વિગેરેની દેખરેખ રાખવામા, સસ્થાના વિદ્યાર્થીઓની માદગી વખતે સેવા કરવામા એમણે કદી પાછી પાની કરી નથી અને મને એમના ખોળાથી દૂર કર્યો નથી. એ સૌજન્ય હજી આજે પણ મારા જીવનમા મને માર્ગદર્શક રહ્યુ છે અને હું ભાવનગર છોડીને આંબલા આવ્યો છું ત્યા મને અનેક રીતે હૂંફ આપી રહ્યુ છે.

સંસ્થાએ અસ્પૃશ્યતા નિવારણનું આ પગલુ ભર્યું તે આજે મહત્ત્વનું ન લાગે કારણ કે આજે તો એ દિશામાં આપણે ઘણા આગળ વધ્યા છીએ, પણ એ કાળમા એની ભારે મહત્તા હતી.

મારી પોતાની જ્ઞાતિમા હું સૌની સાથે એક પંક્તિએ બેસીને જમું એ સામે છૂપો અણગમો ઊભો થયો એટલે મેં પોતે એ રીતે બેસવું છોડયું. જે નીલકંઠ મહાદેવની જગ્યામા હું નાનપણમા રમ્યો-કૂધો હતો અને જ્યાથી મેં મહા ધાર્મિક જીવનની પ્રેરણા લીધી હતી ત્યા જ ભાવનગરની સનાતની બહેનોની એક જંગી સભા મળી અને આ સભામાં મારા પિતાની પવિત્રતાની સામે મારા જેવા કુલાંગારની અધર્મ-પ્રવૃત્તિ તોળવામા આવી. આ સભાનું પ્રમુખસ્થાન મારા

માવકા માતા ગં. સ્વ. કાશીબાને આપવામાં આવ્યું હતું.

મહારાજશ્રી નથુરામ શર્માના આનંદાશ્રમમાં તો હું અસ્પૃશ્ય થઈ ચૂકયો હતો; પણ ખુદ મારા મોટાભાઈના ઘરમાં પણ હું અસ્પૃશ્ય જેવો થયો. મારા મુ. સ્વ. દેવશંકરભાઈ એ મારી સાથે એક પંક્તિએ બેસીને જમવાનું છોડયું.

પરંતુ જ્ઞાતિભાઈઓના અને કુટુંબીજનોના આવા ખારા દરિયામાં પણ પ્રભુએ મારા માટે થોડીએક મીઠી વીરડીઓ રાખી હતી. એ દિવસોમાં ઉગ્ર ગણાય એવું આ પગલું ભર્યા છતાં મને ન છોડયો એક મારા નાના ભાઇ માનશંકરે, બીજા મારા સસરાએ, ત્રીજી મારી સ્રીએ અને સૌથી વધારે ન છોડયો મારા મુરબ્બી સદ્દગત મોટાભાઇએ. મારી સ્રી મારા પગલાને યોગ્ય માનતી હતી એમ નહીં. તે દિવસે તો શું હજી આજે પણ હરિજનોને સ્પર્શ કરવામાં બાધ ન હોવો જોઇએ એમ મનથી સ્વીકારવાં છતાં હરિજનો તરફનો એનો આચાર એવો જ સનાતની છે; પરંતુ મને અને મારે લીધે મારા પગલાને એ કોઇક ધર્મ બુદ્ધિથી વળગી રહી છે.

: ૯ :

આ સ્થળે મારા કુટુંબ જીવનની થોડીએક વાતો જણાવી દેવી જોઇએ. મારા પિતાના અવસાન પછી અમે ત્રણ ભાઈ-ઓએ અમારો વારસો વહેંચી લીધો. આ વહેંચણીમાં અનેક સંજોગો એવા ઊભા થયા કે જેને લીધે મારા નાનાભાઈ માનશંકરને ઠીક ઠીક આર્થિક નુકસાન થયું; પરંતુ તે દિવસે અમારા કુટુંબમાં પરસ્પરનો અવિશ્વાસ એટલો બધો ઘર

ઘાલીને બેઠા હતા કે એનો કશો ઉપાય ન હતો. ત્યાર પછી થોડાંએક વર્ષો સુધી મારાં સાવકાં બા અને મારો નાનો-ભાઈ માનશંકર મારી સાથે રહ્યાં; પરંતુ મારાં મુરબ્બી કાશી-બાના સ્વભાવમાં કાંઈક એવું હતું કે જે એમને લાંબો વખત બીજાની સાથે મેળ ખાવા ન દે. પાછળથી તો મારો નાનો ભાઈ મુંબઈ ગયો; આકોલા ગયો; પણ છેવટે સંજોગો તેને ભાવનગર ખેંચી લાવ્યા અને તેણે ભાવનગર.રેલવેમાં નોકરી લીધી.

મારો નાનો ભાઈ માનશંકર મારો સાવકો ભાઈ છે એમ આજ સુધી અમે માન્યું નથી. વધારે નવાઈની વાત તો એ છે કે મારા સ્વ. મોટાભાઈ મને ઘણીવાર મહેણું મારતા કે "તારે મારા કરતાં વામન (માનશંકર) વધારે છે." મારાં સાવકાં બા આજે મારાં નાનાભાઈ માનશંકરની સાથે રહે છે. એમના સમગ્ર જીવન ઉપર આજે નજર ફેંકું છું ત્યારે મનમાં કેવળ દુઃખ થાય છે. એ મારા પિતાનો હાથ ઝાલીને અમારે ઉંબરે આવ્યા ત્યારથી આજ સુધીમાં કોઈ દિવસ મેં એમને સુખી જેયાં નથી. આવ્યા ત્યારે સાસુ, નણંદ અને શોકયનાં છોકરાં અને એમની વચ્ચે એ પિલાયાં મોટા થયાં ત્યારે સાવકા દીકરાની વહુએ અને સાસુઓએ એમને ઠીક ઠીક પજવ્યાં. મારા પિતાના અવસાન પછી એક વૈધવ્યનું દુઃખ અને બીજું નવું દુઃખ ઊભું થયું પુત્રવધૂનું. એમને સુખી કરવા માટે અમારી સ્ત્રીઓએ કેટકેટલા પ્રયત્નો કર્યા તેનો પણ હું સાક્ષી છું. એમને સંતોષ આપવા માટે મેં પોતે શું શું કર્યું અને શું શું સહ્યું તે મારું મન જાણે છે. છતાં એમના જીવને શાંતિ નથી. પ્રભુએ કેમ જાણે દુઃખી થવા માટે એમને દેહ નહીં આપ્યો હોય ? પણ આખરે એ

ા છે. નાનીશી ખાટલીમાં પડ્યાં પડ્યાં પણ એ માનશંકરને એક બાળક થાય એની માળા ફેરવે છે. ખાટલીમાં પડ્યાં પડ્યાં પણ માનશંકરનાં આખમાથું દુખવા આવે તો એની ચિંતા કરે છે. આજે લગભગ ૭૦ વર્ષની ઉંમરે ફળીમાં અડવડિયાં ખાતા ખાતાં ફૂલઝાડના કયારા સાફ કરે છે; અને ઘરમા નાનું મોટું કોણ આવ્યું; કોણ ગયું, શું લાવ્યું, શું લઈ ગયું તેની આંધળી આખે પણ તપાસ રાખે છે. આ મારાં મુરબ્બી માતુશ્રી આજે જીવનને આરે બેઠાં છે અને ગયા યુગનાં દૂધ–ઘીની સાક્ષી પૂરતો પોતાનો દૂબળો દેહ ટકાવી રહ્યાં છે.

* અમારા સમગ્ર કુટુંબ જીવનમાં મારા માતુશ્રીનો ઘણો મોટો ફાળો છે એમ કહી શકાય. મને પોતાને એમની પાસેથી ઘણું શીખવાનું મળ્યું છે. એક રીતે મારા ઘરમાંથી મારા કેળવણીના સિદ્ધાંતોનો વ્યવહારુ અમલ કરવાનો કેમ જાણે પરમાત્માએ મને લાભ આપ્યો હોય એમ હું સમજું છું.

મારા મોટાભાઈ દેવશંકરભાઇ થોડાં વર્ષ પહેલાં જ દેવ થયા. પોતાની પાછળ લીલીવાડી મૂકીને એઓ ગયા છે. વર્ષો સુધી એ પાલીતાણાની હાઇસ્કૂલના હેડમાસ્તર રહ્યા અને ત્યાં તેમણે રાજ્યનો તેમજ વિદ્યાર્થીઓનો ચાહ મેળવ્યો. પાછળથી તેઓ પેન્શન પર નિવૃત્ત થયા અને એ જ સ્થિતિમાં તેમણે દેહ છોડ્યો. સદ્ગત દેવશંકરભાઇ મારા મોટાભાઈ હતા,

---

* તા. ૨૮-૧૧-૧૦ના રોજ ગં. સ્વ. કાશીબાનું ભાવનગરમાં અવસાન થયુ.

પરંતુ વ્યવહારમાં અમે બંને ભાઈઓ સમાન ભાઈઓ તરીકે રહ્યા છીએ એમ મારે કહેવું જોઈએ. મુ. દેરશંકરભાઈ સ્વભાવે લોભી હતા પણ મહાત્મા શ્રીમાન નથુરામ શર્માના સત્સંગથી એમણે લોભવૃત્તિને જીતવાનો થોડો ઘણો પ્રયત્ન કર્યો હતો. એઓ પોતે ચુસ્ત પ્રશ્નોરા હતા, આચાર વિચારના આગ્રહી હતા અને વેદવેદાંતના શોખીન હતા. પાલીતાણા રાજ્યમાં નોકરી કરતા હતા તે દરમિયાન અને પાછળથી નિવૃત્ત થઈને ભાવનગર રહ્યા ત્યારે પણ એમણે પોતાનું શાસ્ત્રવાચન ચાલુ રાખ્યું હતું. મારા તરફનો તેમનો ભાવ કોઈને પણ મુગ્ધ કરે તેવો હતો; પણ આ ભાવમાં મારા મોટાભાઈથી પણ આગળ જાય એવા તો મારાં મુરબ્બી ગોદાવરી ભાભી. એ તો જૂની પ્રશ્નોરા સ્ત્રીનો નમૂનો જોઈ લ્યો. આભડછેટની એ ચીડ, ગંદવાડની એ સૂગ, બ્રાહ્મણ સિવાયનાં બધાં કોળીનાથી હોય એવી રૂઢ માન્યતા, ઠામવાસણ ઉટકવાની, પાણી ભરવાની, રાંધવાની, ચોકા કરવાની, ગીતો ગાવાની, અવસાન પ્રસંગે શોક દર્શાવવાની એ જ પ્રશ્નોરાશાહી ઢબ, એ જ પ્રશ્નોરાશાહી લહેકો, અને એ પ્રશ્નોરાશાહી રણકો. પરણીને આવ્યા ત્યારથી આજ સુધી મારા તરફ તેમણે એક માતાની જેવી મમતા દર્શાવી છે એટલું જ નહીં પણ તેમના આખા ય પિયેરમાં મને પોતાને નાનાભાઇ તરીકેનું સ્થાન આપ્યું છે. હજી આજે પણ એ મૂંઝાય છે ત્યારે મને બોલાવે છે અને નાનપણનો એ જ દિયર હોઉં એમ પોતાના પુત્રોથી પણ છાની એવી વાતો કરી મનની મૂંઝવણ ટાળે છે. જૂના જમાનાના આ ગોદાવરીભાભી નવા <u>જમાનામાં શી રીતે બંધબેસતા થાય? એ પોતે એવા તેજ</u> અને કડક છે કે તૂટીને કટકા થાય પણ કદી વળે નહીં. આજે પણ મને ઘણીવાર કહે છે, "તમે પહેલાં હતા, એ

નથુભટ્ટ જ નહીં, નહીંતર આવું હોય ? ગાંધીએ તમને ફેરવી નાખ્યા. પહેલેથી જ લીંબુના રસ જેવા તો ખરા જ; જ્યાં પડો ત્યાં ભળી જાવ; પણ આવું તે હોય ? આ તો નખ્ખોદ નીકળવા બેઠું છે; આમાં તે જિવાય શી રીતે ? હવે ભગવાન ખેંચી લે તો સારું !"

હવે રહ્યો મારો પોતાનો સંસાર. મારી સ્ત્રી અજવાળી પછેગામની દીકરી. 'પછેગામ' એટલે ચુસ્ત પ્રશ્નોરાની વિલાયત. મારી સ્ત્રીનું મોસાળ ચુસ્ત પ્રશ્નોરા કુટુંબમાં. હું પરણ્યો તે અગાઉ, કહે છે કે, મારી સ્ત્રીને એક મરજાદીની આભડછેટ વળગી હતી. તેમાથી એ મહામહેનતે છૂટી. મારા સસરા જગજીવનદાસ વિદ્વાન હતા, સારા વૈદ્ય હતા, આચારમાં ઘણા ચુસ્ત હતા. આ રીતે મારી સ્ત્રીને પાણીની, વાસણોની, કપડાંની, ચીજવસ્તુની સ્વચ્છતા વારસામાં મળી છે. આવી સ્વચ્છતાનો ભંગ તે આજે પણ સહન કરી શકતી નથી. આપણા આજના નવસમાજમાં સામાન્ય રીતે રસોઇની, પાણીની, વાસણોની સ્વચ્છતાનો આગ્રહ ઘણો શિથિલ થઈ ગયો છે એટલે આપણા નવસમાજમાં એને ભારે ભારે અકળામણ થાય છે. પોતાનો સાચી સ્વચ્છતાનો આગ્રહ નવા સમાજમાં કેવી રીતે ઊભો કરવો એની એનામાં આવડત નથી તેમ એ માટેનું આવશ્યક જ્ઞાન નથી એટલે ઘણી વાર એ મૂંઝાઇને બેસી રહે છે અને પરિણામે નવા સમાજમાં ભળતાં અચકાય છે. સંસ્થાએ હરિજનોને અપનાવ્યા ત્યારે મારી સ્ત્રીએ એ મૂંગે મોઢે સહી લીધું. એ વખતે તો એનાં મનમાં એક માત્ર બીક હતી તે એ કે મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્મા પોતાના યોગબળથી મને મારી નાખશે. પાછળથી એક વાર જ્યારે હું રીતસર હરિ-

જનવાસમાં જઈને ઘેર આવ્યો ત્યારે મારી સ્ત્રીએ મને સ્નાન કરવાનો આગ્રહ કર્યો. હું સ્નાન કરું એ એના મનથી મોટી વાત ન હતી પણ મેં સ્નાન કરવાની ચોખ્ખી ના પાડી એટલે અમારી રકઝક વધી પડી અને પરિણામે તે રાતે મેં ઓટલા પર સૂઈ રહેવાનું ઠરાવ્યું. પણ પતિને બહાર ઓટલા પર સુવાડી કઈ હિંદુ સ્ત્રી ઘરમાં ખાટલા ઉપર સૂઈ શકે ? એટલે અજવાળી પણ બહાર ઓટલા પર જ સૂતી. અને વાતનો બંધ વળ્યો. તે દિવસથી માંડીને આજ દિવસ સુધીમાં ફરીથી કોઈ વાર મારી સ્ત્રીએ મને આવો આગ્રહ કર્યો નથી; અને છતા અમને સૌને અસ્પૃશ્યતાનો ત્યાગ કરવાની છૂટ આપીને પોતે કોઈ દિવસ એવી છૂટ લીધી નથી. ઘણી વાર મને કહે છે: 'તમે વાત કરો છો ત્યારે સમજાય છે પણ આચરણમા મૂકવા જાઉં છું ત્યારે કેમ જાણે રુવાડાં ઊભાં થઈ જાય છે.'

ાઈ પણ સનાતની સ્ત્રીની જેમ તે મારા તરફ ભક્તિભાવ રાખે છે. દક્ષિણામૂર્તિ જે દિવસોમાં તૂટું તૂટું થઈ રહી હતી તે દિવસોમા જ્યારે મોટા એવા પગારથી મારી માગણી થઈ અને મારાં સગાવહાલાંઓનું દબાણ થયું ત્યારે મારી સ્ત્રીએ મને કહ્યું "આપણાથી દક્ષિણામૂર્તિને કેમ છોડાય ?"

ફરીથી એક વાર ભાવનગર રાજ્યના કેળવણી ખાતાના ઉપરી તરીકે મારી માગણી થઈ અને મારી પાસે ઘણાં ઘણાં પ્રલોભનો ધરવામાં આવ્યાં ત્યારે પણ મારી સ્ત્રીનો એક જ સૂર હતો : "આપણાથી દક્ષિણામૂર્તિને ન છોડાય." દક્ષિણામૂર્તિના મારા કામમાં તેનો મને હમેશાં સાથ મળ્યો

છે. ઇ. સ. ૧૯૨૮ની સાલમાં હું સખ્ત બીમાર પડ્યો અને લાગલાગટ એક વર્ષ સુધી ખાટલે રહ્યો; એ દિવસોમાં મારા ઘરનો ખર્ચ અનહદ થઈ ગયો; આવે અણીને વખતે પણ એક બે મિત્રોએ મને મોટી એવી રકમ આપવાની વાત કરી તેમને મારી સ્ત્રીએ જવાબ આપ્યો : 'હજી મારું ઘરેણું મારી પાસે પડ્યું છે. મારાં ઘરેણાને સઘરીને હું તમારા રૂપિયા લઉં એનો અર્થ તો એ થયો કે એમના જીવ કરતાં મને ઘરેણું વધારે વહાલુ છે. જરૂર પડયે તમારી પાસેથી જરૂર મદદ માગીશ.'

મારા પોતાના જીવનની પાછળ અને તેને લઈને દક્ષિણામૂર્તિના કલેવરની પાછળ જે ભૂમિકા પડી હતી તેનું સ્વરૂપ જો હું ન આલેખું તો મને અને દક્ષિણામૂર્તિને સમજવામા એટલી ઉણપ રહી જાય હું પોતે જેમ મારી કેળવણીથી ઘડાયો છું તેમ જ મારી જ્ઞાતિથી, મારાં સગાંવહાલાંઓથી, મારી સ્ત્રીથી ઘડાયો છું. અને આખા મારા આ પ્રકારના ઘડતરથી હું પોતે દક્ષિણામૂર્તિને ઘડવા ઊભો થયો એ વાત સૌના ખ્યાલમાં આવવી જોઇએ. આ ચિત્રોમાં મારા પોતાના જીવનનાં બળાબળો સૌને ખ્યાલમાં આવે એ જ મારો ઉદ્દેશ છે.

## ખંડ પાંચમો

: ૧ :

શાળામાં હરિજનોને સ્થાન આપીને સંસ્થાએ પોતાનું સામાજિક પાસું બદલ્યું તે વખતે કેળવણીના ક્ષેત્રમાં પણ

અમે ઠીક ઠીક આગળ વધ્યા હતા. અમારું વિનયમંદિર રાષ્ટ્રીય શિક્ષણના એ જમાનામાં સૌનું ધ્યાન ખેંચી રહ્યું હતું. અમારા નવા બાલમંદિરે અમારી પ્રતિષ્ઠામાં મોટો વધારો કર્યો; અમારા નવા બાલમંદિરનું મકાન બાંધવા માટે અમારા સૌના મિત્ર અને ગાંધીજીના નવા આંદોલનને ઝીલવાના ઉત્સાહવાળા શેઠ હીરાલાલ અમૃતલાલે પોતાના પિતાના સ્મરણમાં રૂપિયા વીશ હજારની ઉદાર સખાવત કરી અને એ મકાનનું ઉદ્ઘાટન પૂ. કસ્તુરબાના પવિત્ર હાથેથી થયું.

હવે સંસ્થાનો વિસ્તાર વધ્યે જતો હતો. એક અમારું ગૃહ, બીજું વિનયમંદિર અને ત્રીજું અમારું બાલમંદિર. આ ત્રણેય રીતસરના વિભાગો ઉપરાંત નવા મકાનો ચણાવવાનું કામ તો ચાલુ જ હતું. અમે નાના પાયા ઉપર પુસ્તકો પણ બહાર પાડયે જતા હતા અને સંસ્થાનો વિસ્તાર જેમ જેમ વધતો ગયો તેમ તેમ નાણાં મેળવવાનું તેમ જ મેળવેલા નાણાંના વહીવટનું કામ વધતું જ ગયું. આ સર્વને પરિણામે હું મુખ્ય ગૃહપતિ મટયો અને એકલો સંસ્થાનો નિયામક બન્યો. વર્ષો પછીથી મને પોતાને સ્પષ્ટ જણાયું કે મેં ગૃહપતિપદ છોડયું એ મારી ગંભીર ભૂલ હતી. સંસ્થાની સ્થાપના કરી ત્યારે એક વાત સ્પષ્ટ અસ્પષ્ટ રૂપમાં પણ મારા મનમાં હતી કે વિદ્યાર્થીઓનું જીવન સુધારવું એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે. જીવન સુધારવાના કેળવણીના એકમાત્ર માર્ગ તરીકે અમે સંસ્થાનું છાત્રાલય ઊભું કર્યું અને ગૃહજીવન મારફત કેળવણીના પ્રશ્નને પહોંચવાનો ઇરાદો રાખ્યો. વિદ્યાર્થીઓ માત્ર શિક્ષણથી જ નહીં પરંતુ વિચારપૂર્વક જીવન જીવીને જ જીવનની તાલીમ મેળવી શકે છે

એવી મારી પોતાની દૃઢ માન્યતા હતી; પણ મારા સાથીઓ આ બાબતમાં મારા જેટલા આગ્રહી ન હતા એ મને ઘણું મોડું સમજાયું. અમે વિનયમંદિરમાં નવા નવા પ્રયોગો તરફ વળ્યા, એને લઈને પણ અમારું લક્ષ ગૃહ તરફ ઓછું થયું. ઉપરાંત સંસ્થાના નાણાં એકઠાં કરવા માટે મારે અવારનવાર બહાર દોડવું પડતું હતું અને સાથે સાથે સ્થાનિક વિભાગોનું સામાન્ય સંચાલન પણ મારો વખત રોકતું હતું; આ સર્વનું પરિણામ એ આવ્યું કે હું ગૃહપતિપદથી છૂટો થયો, અને વિદ્યાર્થીઓના સીધા પરિચયથી વિખૂટો પડેલો એવો એકલો નિયામક થયો.

પાછળથી કેમ જાણે સંસ્થાનો આ ફેરફાર સંસ્થાને બંધબેસતો ન આવ્યો હોય તેમ હુ અવારનવાર મુખ્ય ગૃહપતિ થયો છુ — મારે થવું પડયું છે. પરંતુ એ સ્થાન પરથી મારો પગ એક વાર ઊઠ્યો તે ઊઠ્યો જ. મને પાછળથી સમજાયું તેમ તે દિવસે જ સ્પષ્ટ સમજાયું હોત તો હું મારા મુખ્ય ગૃહપતિના સ્થાન પર રહીને જ નિયામક બન્યો હોત અને એ રીતે જેટલું સંચાલન થઇ શકે એટલી જ મેં સંસ્થાને પહોળી કરી હોત. પરંતુ મેં અજાણ્યે જીવનની એક ભૂલ કરી નાખી અને આ ભૂલને માટે કેળવણીની આલમે મને માફી ન આપી એ હું બરાબર સમજું છું.

આજ સુધી હું ગૃહના ગૃહપતિ તરીકે બેઠો બેઠો અમારા ગૃહજીવન અને ગૃહ મારફત આખી સંસ્થાનું જીવન ઘડયે જતો હતો. મેં ગૃહપતિ પદ છોડયું એનો સાચો અર્થ તો એ થાય કે સંસ્થાના મુખીએ ગૃહના અને સમગ્ર સંસ્થાના જીવનવ્યવહાર ઉપરથી પોતાની દૃષ્ટિ ઉઠાવી લીધી, અને જે

સંસ્થાને જીવનપ્રધાન સંસ્થા તરીકે ઊભી કરવી હતી તે જ સંસ્થાને કેમ જાણે શિક્ષણપ્રધાન બનાવી મૂકી. મારી આ નાની શી ભૂલને પરિણામે અમારું ગૃહ આશ્રમ જીવન તરફ વળવું જોઈતું હતું તેને બદલે એકાદ બોર્ડિંગ હાઉસ જેવું થવા તરફ વળ્યું અને અમે સૌ ઉચ્ચ જીવનના પૂજકો થવાને બદલે ઉચ્ચ શિક્ષણના અને અક્કલ-હોશિયારીના પૂજકો બન્યા. હું ગૃહપતિ મટ્યો ત્યારે મને આવા પરિણામનો સ્વપ્ને ય ખ્યાલ ન હતો. પાછળથી જ્યારે મને પોતાને આ વાત સ્પષ્ટ સમજાઈ ત્યારે પણ મારા મિત્રોને ન સમજાઈ.

: ૨ :

બરાબર આ વખતે અમે અમારા કેળવણી વિષયક સિદ્ધાંતો બહાર પાડ્યા. આ રહ્યો એનો ખરડો.

સંસ્થાના કેળવણીવિષયક સિદ્ધાંતો

૧. સ્વાતંત્ર્ય, સ્વયંસ્ફૂર્તિ અને પરિણામે વિદ્યાર્થીઓની જવાબદારી.

૨. શિક્ષા અને ઈનામ તેમ જ કોઈ પણ જાતના ભય અને લાલચનો સદંતર અભાવ.

૩. પરીક્ષાના ત્રાસમાંથી મુક્તિ.

૪. વિદ્યાર્થીને કેન્દ્રમાં રાખીને શિક્ષણની યોજના કરવી

૫. માતૃભાષા દ્વારા જ શિક્ષણ આપવું

૬. કેળવણીમાં ઔદ્યોગિક તાલીમને સ્થાન આપવું

૭. કલાના શિક્ષણને મહત્વનું સ્થાન આપવું.

૮. રમતો, પ્રવાસો, ચર્ચાસંઘો, નાટકો અને ઈતર વાંચનને અભ્યાસના વિષયો જેટલું જ મહત્વ આપવું.

૯. હિંદીનું શિક્ષણ ફરજિયાત આપવું.

૧૦. સંસ્થાને રાષ્ટ્રીય રાખવી એટલે કે સરકારી સંસ્થાઓથી સ્વતંત્ર રાખવી

૧૧. સહશિક્ષણ એટલે છોકરા–છોકરીઓને સાથે ભણાવવાં.

૧૨ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય એવા શિક્ષકો દ્વારા શિક્ષણ અપાવવું.

૧૩. શિક્ષકો અને ગૃહપતિઓ વિદ્યાર્થીઓના નિકટ પરિચયમા રહે તેવી યોજના કરવી.

૧૪. સંસ્થાએ પોતે રચેલા પાઠ્ય પુસ્તકો વાપરવાનો આગ્રહ રાખવો

૧૫. માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર શિક્ષણની યોજના કરવી.

કેળવણીની કોઇ પણ સંસ્થાને શોભે તેવો આ ખરડો છે. આજે પણ આપણી સંસ્થા આ સિદ્ધાંતો અનુસાર ચાલતી હોય તો તેને આપણે પ્રથમ પંક્તિની સંસ્થા કહીએ. અમે જૂની પદ્ધતિની શાળાઓના ખોખાને કયારનું ફગાવી દીધું હતું. અને સમગ્ર સંસ્થામાં કેટલાક મૌલિક ફેરફારો સિદ્ધ કરી દીધા હતા. શારીરિક સજાને અમે સંસ્થામાંથી તદ્દન હાકી કાઢી હતી એમ કહી શકાય. અમારા ગૃહમાં કોઇ વિદ્યાર્થીનો દૂધ કે શાકનો દંડ થતો નહીં, કોઈ વિદ્યાર્થીને

અપરાધના પ્રાયશ્ચિત તરીકે સૂર્યનમસ્કાર કે ઊઠબેસ કરાવતાં નહીં, કોઇ વિદ્યાર્થીને આપણને ન શોભે એવા શબ્દો અમે સંભળાવતા નહીં. અમારી શાળામાં અમે કોઈને ઠોઠ કે મૂર્ખ ન કહેતા, કોઈને નંબર ન ઉતારતા, કોઈને ઉભો ન રાખતા, તો સોટી મારવાની તો વાત જ ક્યાંથી હોય ? અમારુ બાલમંદિર બાળકો માટે નંદનવન હતું. આ રીતે આખી સંસ્થામાથી ભયનું વાતાવરણ અમે દૂર કર્યું હતું અને પરિણામે આખી સંસ્થા વિદ્યાર્થીઓના અને શિક્ષકોના કિલ્લોલથી ગુંજી ઊઠતી હતી.

વિદ્યાર્થીના વ્યક્તિત્વને અમે આદર આપ્યો એ એક જ વસ્તુથી વિદ્યાર્થીઓમાં નવો પ્રાણ ચમકવા લાગ્યો અને તેમના પોતાનામાં એક પ્રકારનું આત્મભાન જાગ્યું. સંગીત તેમ જ ચિત્રકામના શિક્ષણને અમે વિનયમંદિરમાં તેમ જ બાલમંદિરમાં સ્થાન આપ્યું. એ બંને વિષયોના ખાસ શિક્ષકોને અમે રોકયા અને સંસ્થાના રોજબરોજના જીવનમાં, સંસ્થાનાં પ્રદર્શનોમાં, સંસ્થાનાં સંમેલનોમાં, સંસ્થાના ઉત્સવોમાં આ બંને કલાના શિક્ષણે કોઈ અનોખી ભાત પાડી. અમે કાતણ પીંજણને પણ શાળામાં રીતસર દાખલ કર્યા અને એ કામ માટે એક ખાસ શિક્ષકભાઈને રોકયા. રૂપિયા સાડા સાત હજારના ખર્ચે મોટું ખાદી–શાળાનું મકાન ચણાવ્યું અને ઠીક ઠીક વર્ષો સુધી અમે અખંડ રેંટિયાના ઉત્સવોને પણ ઊજવ્યા એ જ રીતે અમારા વિનયમંદિરમા સહશિક્ષણ દાખલ કર્યું અને વિનયમંદિરમાં ભણેલી આ બહેનોએ અમારી આખી સંસ્થામાં એક જાતની ભાત પાડી.

મને આજે પણ લાગે છે કે અમે આપણા દેશની કેળ-

વણીમાં બીજો કશો ય ફાળો આપ્યો છે કે નથી આપ્યો એ વાતને એક બાજુ પર રાખીએ તો પણ દેશના તંગ વાતાવરણમાં નવીન સિદ્ધાંતોને લક્ષમાં રાખીને રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા અમે ઊભી કરી અને તે પણ અમારા પોતાના જ બળ ઉપર ઊભી કરી એ એક જ વસ્તુ ગુજરાતમા દક્ષિણામૂર્તિના અસ્તિત્વને સાર્થક કરવા માટે બસ છે.

: ૩ :

અમે આ સિદ્ધાંતો તારવ્યા, એને ઘાટ આપ્યો, એને સ્વીકાર્યા અને તે પ્રમાણે સંસ્થામાં લાગુ પણ કર્યા; પરંતુ આ સિદ્ધાંતોના અર્થો અમે સૌ અમારી પોતપોતાની રીતે કરતા હતા. અને એ અર્થોમાં અમે જે એક બીજાથી જુદા પડતા હતા એ વાતનો અમને તે દિવસે ખ્યાલ ન રહ્યો. અમે સૌ વિદ્યાર્થીના સ્વાતંત્ર્યમાં માનતા હતા, અમારામાંથી કોઈ સ્વછંદમાં માનતા ન હતા અને છતાં મારી પોતાની સ્વાતંત્ર્યની મર્યાદા એક હતી, ગિજુભાઇની બીજી હતી, હરભાઈની ત્રીજી હતી, ગોપાળરાવની ચોથી હતી, ગિરીશ માધવજીની વળી સૌથી જુદી હતી. અમારો સ્વાતંત્ર્યનો અર્થ એક રીતે તો અમારા સ્વભાવથી તેમ જ અમારા આજ સુધીના ઉછેરથી રંગાયો હતો. એટલે આ સિદ્ધાંતોનો અમલ શરૂઆતમાં કરતી વખતે અમે સૌ ઉત્સાહ ભર્યા હતા, પરંતુ પાછળથી અમારા અર્થ ભેદો જ્યારે અમને વધારે સ્પષ્ટ સમજાયા ત્યારે સંસ્થાનું વાતાવરણ થોડું ઘણું ડહોળાવા લાગ્યું અને અમને પોતાને પણ અમારા મતભેદો વધારે ઝીણવટથી સમજાવા લાગ્યા.

જીવનમાં વૈવિધ્ય હોવા છતાં એ દેખીતા વૈવિધ્યની પાછળ એકતા કેવી રીતે છુપાઇને રહે છે, એ બધી વસ્તુઓ

તે દિવસે મારા ખ્યાલમાં કયાંથી હોય ? ભલભલા મિત્રો પણ જ્યારે એકબીજાની સાથે ખભેખભો અડાડીને કામ કરવા બેસે છે ત્યારે સ્વભાવભેદે, પદ્ધતિભેદે, ઉછેરભેદે એકબીજાની સાથે ગોઠવાઈ શકતા નથી અને એકબીજાની સાથે અથડામણોને લીધે લાંબા વખતની મૈત્રીને પણ ગુમાવી બેસે છે. એવા અનુભવોમાંથી હું પસાર જ થયો ન હતો; એટલે આ વખતે અમે વેગથી વહ્યા જતા હતા, પણ વર્ષો પછી જ્યારે અમારા વેગની નીચે છુપાયેલી આ વિષમતાઓનો મને ખ્યાલ આવ્યો ત્યારે જ મને થયું કે અમે લોકો–ખાસ તો હું – આવડી મોટી સંસ્થાનું સંચાલન કરવા માટે જે લાયકાત જોઇએ તે લાયકાત ધરાવતા ન હતા.

મારો અનુભવ તો એવો છે કે એક સંસ્થામાં કોઈ પણ એક અદના માણસના મુખીપણા નીચે સૌએ ગોઠવાઈ જવું અને સંસ્થાના ગમે તેટલા વિભાગો હોય તો પણ તમામ વિભાગોએ એકબીજા સાથે ગાઢ સંબંધથી ગોઠવાઈને એક જ એકમ તરીકે કામ આપવું. એ તાલીમ મારે માટે નવી તો હતી જ, પણ આપણા આખા દેશને માટે હજુ આજે પણ નવી છે. આપણા સમાજની આ મોટી ખામીને લઇને આપણે જીવતી જાગતી મોટી સંસ્થાઓને ઊભી કરી શકતા નથી અને પરિણામે આપણે સૌ શક્તિને ભિન્ન ભિન્ન કરી નાખીએ છીએ.

: ૪ :

આ સ્થળે થોડુંએક વિષયાંતર કરીને પણ અમારી સંસ્થાના રાજ્ય સાથે કેવા સંબંધો બંધાયે જતા હતા તે મારે જણાવવું જોઇએ. અગાઉ જણાવી ગયો છું તેમ સંસ્થાની શરૂઆતના દિવસોથી માંડીને આખર સુધી પટ્ટણી સાહેબે મારા તરફ અને સંસ્થા તરફ કેવળ સદ્ભાવ જ વરસાવ્યો છે. ઘણી

વખત રાજદ્વારી પુરૂષોના સદ્દભાવો પણ રાજદ્વારી હોય છે. પટ્ટણી સાહેબનો સદ્દભાવ આવો રાજદ્વારી સદ્દભાવ ન હતો એ હું જાતઅનુભવ પરથી કહી શકું છું. તેઓ, જબ્બર રાજદ્વારી પુરૂષ હતા છતાં પણ રાજદ્વારી વેશ ક્યારે ધારણ કરવો અને ક્યારે એ વેશને ફગાવી દેવો એનો, ઝીણો અને જાગતો વિવેક એમણે કેળવ્યો હતો.

પણ શરૂઆતનાં વર્ષોમાં આવી મીઠાશ કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં સુલભ હતી. ઇ. સ. ૧૯૨૦માં મહાત્મા ગાંધીએ દેશના રાજકારણમા પગ મૂક્યો અને આપણી મહાસભાએ વિરાટ સ્વરૂપે ધારણ કરવા માંડયું ત્યારથી દેશી રાજ્યમાં પણ એક જાતની ભડક ઊભી થઈ અને અંગ્રેજ અમલદારોએ જેમ ખાદી તરફ અને મહાત્મા ગાંધીજીના કાર્યો તરફ સૂગ કેળવી તેમ દેશી રાજ્યના અમલદારોએ પણ એક પ્રકારની સૂગ કેળવી કહેવાય છે. "સૂર્ય તપે એના કરતાં સૂર્યના તાપથી તપેલી રેતી વધારે તપે." સૂર્યના તાપથી માણસ રીતસર દાઝે નહીં પણ તપેલી રેતી પર ચાલનાર આદમીનાં પગમા ફોડલા પડે છે એ જ રીતે ભડક અને સૂગ કેળવનારા અંગ્રેજો તો આપણને સ્વતંત્રતા સોંપીને ચાલતા થયા, અને આજે તો રજવાડાઓ પણ હતા ન હતા થયા છે. પણ એ દિવસોમાં એ ભડક અને સૂગ ઘણાં જોરદાર હતા.

અમે સૌ ખાદીધારીઓ હતા. અમારી સંસ્થા ઉઘાડી રીતે રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા હતી. મહાસભાના કાર્યક્રમમાં અમે સૌ ભાગ લેતા અને છતાં પણ અમારી સંસ્થાને રાજ્ય તરફથી કોઈ દિવસ રુકાવટ થઈ હોય એમ મને સાંભરતું નથી. આ યશ હું તો ભાવનગરના અમલદાર વર્ગને અને ખાસ તો મરહૂમ પટ્ટણી સાહેબને આપું. અમે દક્ષિણા-

મૂર્તિના કાર્યકર્તાઓએ કોઈ દિવસ અમલદારોની ખોટી દખલગીરી અનુભવી નથી અને જ્યારે જ્યારે એ આવી છે ત્યારે ત્યારે અમે તેને વધાવી નથી.

દક્ષિણામૂર્તિના શરૂઆતના એ દિવસો હતા. અમારા છાત્રાલયના વિશાળ ચોગાનમાં ગણ્યાં ગાંઠ્યાં મકાનો હતાં. મારું રહેવાનું ઘર તાજું તૈયાર થયું હતું અને હું, મારાં બા અને મારી સ્ત્રી ત્યાં રહેતાં હતાં.

એક દિવસ સાંજે હું ગામમાંથી ઘેર આવતો હતો ત્યાં અમારા ચોગાનમાં ૪૦-૫૦ રાતા ફેંટાવાળા માણસો ફરે. તે દિવસે સંસ્થાને કમ્પાઉન્ડની દીવાલ કે દરવાજો ન હતાં. હું રસ્તા ઉપર ચાલ્યો આવતો હતો; મારો ફેંટો મારા હાથમાં હતો; હું નજીક આવ્યો એટલે એક આદમી બોલ્યો : "માસ્તર ! કૂતરી કાઢી નાખો કૂતરી."

હું આ માણસનું બોલવું સમજ્યો નહીં અને સીધો મારા ઘર તરફ આવ્યો. ડેલીને બારણે જ મારાં બા અને મારી સ્ત્રી ઊભાં હતાં. મારી બાએ કહ્યું : "આ રોયા કયારના ન બોલવાનાં વેણ બોલે છે ને હરઘડીએ આ બાજુ આંટા મારે છે. એને કાઢ, નહીંતર અમને બીજે મૂકી આવ."

વાત એમ હતી કે દક્ષિણામૂર્તિમાં એક કાળી કૂતરી રહેતી હતી આ કૂતરીને સાડા ત્રણ પગ હતા; પણ એનાં ગલૂડિયાં બારે વરસ ! ખાસ્સાં રાભડા જેવાં લાગે. કોઈ વાર રસ્તા પર ભાવસિંહજી મહારાજ નીકળ્યા હશે ત્યારે તેમણે આ કૂતરીનાં ગલુડિયાં જોયાં ને તેઓ ખુશ થઈ ગયા. એમને

પોતાને કૂતરાં પાળવાનો ભારે શોખ એટલે એમનાં ગલૂડિયાંને ધવરાવવા માટે આવી સારી કૂતરી મળે એવો એમનો મનોરથ. કૂતરીને જોઈને મહારાજ બંગલે ગયા ને તેમણે માણસોને એ કૂતરી પકડી લાવવાનો હુકમ છોડ્યો.

હુકમ છૂટ્યો કે વાઘરીઓ બધા આવ્યા દક્ષિણામૂર્તિમાં અને કૂતરીને પકડવા જાય છે, ત્યાં તો કૂતરી નાઠી અને વિદ્યાર્થીઓએ કૂતરીને એક ચૂલ નીચે સંતાડી દીધી ને ઉપર મોટો એવો પટારો ગોઠવી દીધો. વાઘરીઓ મહારાજાને નામે જે તે બોલવા લાગ્યા ને દક્ષિણામૂર્તિના વાંદરા તેમને જવાબ આપવા લાગ્યા.

આ પ્રમાણે ચાલતું હતું ત્યાં હું આવી પહોંચ્યો. મેં માણસોને સમજાવવા માડ્યા પણ મહારાજના એ વાઘરીઓ શી રીતે સમજે ? એ લોકો તો મને પણ ધમકાવતા હોય એમ એલફેલ બોલવા લાગ્યા. એમનો મુખી તો બોલ્યો : "માસ્તર ! કૂતરી સોંપી દો નહીંતર જોયા જેવી થશે."

મને ચાટી ગઇ ! હું લાગલો જ ત્યાંથી શહેરફોજદારને ઘેર ગયો. આ વખતે નવનિધરાય નામના ફોજદાર હતા. મેં એમને બધી વાત સમજાવીને વાઘરીઓ મારી હદ છોડી ચાલ્યા જાય એમ કરવા સૂચવ્યું. નવધિરાયભાઈ પણ મૂંઝાયા; પણ મારુ કામ કરી આપવું જોઈએ એવી એમની બુદ્ધિ ખરી. તેમણે તરત જ ભાવસિંહજી મહારાજને મારી દેખતા ફોન કર્યો.

"તો માસ્તરને કહોને કે કૂતરી સોંપી દે ! એના માગે

એટલા રૂપિયા આપશું." મહારાજે ફોન પર જણાવ્યું

"પણ માસ્તર તો કહે છે કે પહેલા આ વાઘરીઓ જાય પછી બીજી વાત કરું."

"કૂતરી સોંપી દે એટલે એ બધાય જશે." મહારાજ બોલ્યા

"પણ માસ્તર તો કહે છે કે કૂતરીની વાત જ પછી, પહેલા વાઘરીઓને આપ બોલાવી લ્યો. મહારાજાને કૂતરી જોઈતી હોય તો મહારાજા ખુશીથી માગે, તે કૂતરી એમની જ છે, પણ આ વાઘરીઓ શા માટે આવ્યા છે?" ફોજદારે ફોનમાં કહ્યું

"તો ફોજદાર! એ વાઘરીઓને તગડી મૂકો ને તમે મારી પાસે આવો" મહારાજાએ જણાવ્યું

તરત જ ફોજદારે પોલીસના માણસો મોકલ્યા ને વાઘરીઓને કાઢી મુકાવ્યા.

ત્યાર પછી તો મોડામોડા ફોજદાર મારે ઘેર આવ્યા ને કહે "મને મહારાજાએ બોલાવ્યો હતો. મે કહ્યું : આપ માગો ને માસ્તર કૂતરી ન આપે એ કેમ બને? પણ આપ કૂતરી લેશો તો માસ્તરના વિદ્યાર્થીઓ બધા રડશે એ કૂતરી વિદ્યાર્થીઓની છે" મારી વાત સાભળી તરત જ મહારાજા બોલ્યા "તો મને કહેવું હતું ના! વિદ્યાર્થીઓની કૂતરી હોય તો મારે ન જોઈએ. જાઓ માસ્તરને કહી આવો કે મારે કૂતરી નથી જોઈતી"

હું રાજી થયો, વિદ્યાર્થીઓ પણ રાજી થયા ને ફોજદાર ઘેર ગયા

આવું એ દિવસોમાં કાઠિયાવાડના કોઈપણ રાજ્યમાં બને તો તે ભાવનગરમાં જ બને. મહારાજા માત્ર ઈચ્છા કરે એટલે ઈચ્છેલી ચીજ એમના ખોળામાં પડવી જ જોઈએ એવું દેશી રાજ્યોનું વાતાવરણ. આ આખાય કિસ્સાનો અંત ભાવનગરના મહારાજાએ ભાવનગર રાજ્યને શોભે એમ આણ્યો એમાં જ મહારાજા ભાવસિંહજીની મોટાઈ મેં જોઈ છે.

દક્ષિણામૂર્તિ આ ધરતીમાં જ ઊગે.

મહારાજા કૃષ્ણકુમારસિંહજીની સગીર ઉમ્મરમાં ઍડમિનિસ્ટ્રેશન કાઉન્સિલ રાજ્યનો વહીવટ કરતી હતી. સર પ્રભાશંકર તેના પ્રમુખ હતા અને મેજર બર્ક નામના અંગ્રેજ ઉપપ્રમુખ હતા. એક વાર અમે દક્ષિણામૂર્તિ માટે જમીનના પ્લૉટોની માગણી કરી અને રૂબરૂ મળવા માટે મને બોલાવ્યો હોવાથી હું મેજર બર્કને કાઉન્સિલમાં મળવા માટે ગયો. સર પ્રભાશંકર બીમાર હતા ને બોડતળાવ ઉપરના સુંદરાવાસના બંગલે રહેતા હતા. મીટિંગ પણ સુંદરાવાસમાં હતી એટલે હું ત્યાં ગયો. મીટિંગના વખત પહેલા હું પાએક કલાક વહેલો હોઈશ. જઈને હું બેઠો એટલે બર્ક સાહેબના સેક્રેટરી આવ્યા ને તેમણે મને પૂછ્યું.

"તમે કેમ આવ્યા છો?"

"બર્કસાહેબે મીટિંગ વખતે બોલાવ્યો છે એ માટે આવ્યો છું" મેં જણાવ્યું.

સેક્રેટરીએ મારી સામું જોઈને જણાવ્યું: "તમારો આ વેશ કાઉન્સિલની મીટિંગમાં નહીં ચાલે. તમારે થોડી એટિ-

કેટ તો જાણવી જોઈએ કે નહીં ? તમને હું દાખલ ન કરી શકું. ”

હું ઊઠ્યો ને સુંદરાવાસનાં પગથિયાં ઊતર્યો. મને જતાં પટ્ટણીસાહેબે જોયો હશે પણ તેઓ કાંઈ બોલ્યા નહીં. હું તો પગે ચાલીને આવ્યો હતો એમ જ પાછો ચાલતો થયો.

હું વિક્ટોરિયા પાર્કના દરવાજા પાસે પહોંચ્યો ત્યાં મારી પાછળ ભોં ભોં કરતી બર્કસાહેબની મોટર આવી, મારી પાસે ઊભી રહી ને અંદરથી કોઈ બોલ્યું : ‘નાનાભાઈ! તમને મીટિંગમાં બોલાવે છે.’

હું મીટિંગમાં ગયો, બર્કસાહેબને મારી વાત સમજાવીને માગેલા તમામ પ્લોટો સસ્તી કિંમતે દક્ષિણામૂર્તિ માટે લાવ્યો.

દક્ષિણામૂર્તિ આ ધરતીમાં ઊગે.

અમારા પર એજન્સીનો ડોળો હતો; એજન્સીના પોલીસ અધિકારીઓ એક યા બીજે બહાને કેટલીયે વાર અમારી સંસ્થામાં આવતા. સી. આઈ. ડી. નો તો પાર જ નહતો. મેજર પિયર્સન પોતે પણ એક વાર આવેલા. આ બધા ય પ્રસંગોએ ભાવનગર રાજ્યે એટલે રાજાએ અને અમલદારોએ અમારી ઢાલ બનીને અમને રક્ષ્યા–પોષ્યા છે. એક વખત તો રાજ્યની પરવાનગી લીધા વિના એજન્સી અમલદાર અમારી સંસ્થાની મુલાકાતે આવ્યા તે માટે રાજ્યે એજન્સી સામે વાંધો પણ ઊઠાવ્યો હતો એમ મને યાદ છે.

દક્ષિણામૂર્તિ આ ધરતીમાં જ ઊગે.

પણ મારું કહેવું તો યથાર્થ જ છે કે ભાવનગરમાં

દક્ષિણામૂર્તિ એવી સ્વતંત્ર કેળવણીની સંસ્થા ઊગી અને ફૂલીફાલી તેનો યશ પહેલે નંબરે મરહૂમ પટ્ટણીસાહેબને અને બીજે નંબરે જાય છે ભાવનગરની કેળવાયેલી અને સંસ્કારી પ્રજાને. આ બંને તત્ત્વો ન હોત તો દક્ષિણામૂર્તિ ઊગી જ ન હોત અથવા તો ઊગીને તરત જ કરમાઇ ગઈ હોત.

: ૬ :

દક્ષિણામૂર્તિના ભાવનગર રાજ્ય સાથેના સંબંધો જેમ મેં વર્ણવ્યા તેમ જ ભાવનગરની પ્રજા સાથેના સંબંધો પણ મારે વર્ણવવા જોઈએ.

સંસ્થા શરૂ કરી ત્યારે સંસ્થાના વ્યવસ્થાપકમંડળ ઉપર અમે બે ભાઈઓને ખાસ મૂકયા હતાઃ એક ભાવનગરના પ્રસિદ્ધ વકીલ ગુલાબરાયભાઈ અને બીજા ભાવનગરના એ જમાનાના મૂંગા સેવક ગોપાળજીભાઈ. એ બંને ભાઈઓ રાજ્યમાન્ય પણ હતા અને મહાજનમાન્ય પણ હતા.

પણ બીજી રીતે જોઈએ તો દક્ષિણામૂર્તિ કોઈ દિવસ ભાવનગરની સંસ્થા બની શકી નથી. દક્ષિણામૂર્તિનાં મકાનો ભાવનગરની ભૂમિ પર ઊભાં થયાં એ વાત સાચી; દક્ષિણામૂર્તિના કાર્યકર્તાઓ ભાવનગરના વતનીઓ બન્યા એ વાત સાચી; પણ અમારા વિદ્યાર્થીઓ ગુજરાતમાંથી અને બૃહદ્ ગુજરાતમાંથી આવતા; અમારાં નાણાં મોટે ભાગે ભાવનગરની બહારના કાઠિયાવાડીઓ અને ગુજરાતીઓ પાસેથી આવતાં; ભાવનગરના પ્રજાજનોએ અમારી સંસ્થા જોઈ છે તેના કરતાં ભાવનગર બહારના પ્રજાજનોએ ઘણી વધારે સંખ્યામાં જોઈ છે; ભાવનગરના શિક્ષકોએ અને વિદ્યાપ્રેમીઓએ અમને ઓળખ્યા છે તેથી વધારે ઓળખ્યા છે બહારના શિક્ષકોએ અને વિદ્યાપ્રેમીઓએ.

: ૭ :

ઈ. સ. ૧૯૨૦માં જ્યારે મહાત્મા ગાંધીજીએ દેશનાં રાજકારણમાં પ્રવેશ કર્યો ત્યારે દેશને જેમ વીજળીનો એક આંચકો લાગ્યો તેમ કાઠિયાવાડને પણ લાગ્યો. એ વર્ષોમાં અમે ભાવનગરમાં પણ બાપુનો સંદેશ ફેલાવવા માટે કોંગ્રેસ કમિટી સ્થાપી. ખાદીનો પોશાકમાં પ્રવેશ થયો. નાનામોટા રાષ્ટ્રીય પ્રસંગો વખતે લોકજાગૃતિનાં મોજાં ઊછળવા લાગ્યાં. મને યાદ છે કે દક્ષિણામૂર્તિના એક વાર્ષિક મેળાવડા પ્રસંગે જ ગાંધીજીને સરકારે પકડયાના સમાચાર આવ્યા એટલે દ્વ. મણિશંકર રતનજી ભટ્ટ જેવા સદ્ગૃહસ્થે અમારી પાસે મેળાવડો બંધ રાખવાની માગણી કરી અને મેળાવડો બંધ રહ્યો.

પણ અમારી સંસ્થા રાષ્ટ્રીય હતી તેમ આખરે તો કેળવણીની સંસ્થા હતી. અમે સૌ ચુસ્ત રાષ્ટ્રવાદીઓ હતા પણ આખરે શિક્ષકો હતા. પરિણામે અમારી અને રાજકીય ક્ષેત્રમાં કામ કરતા અમારા મિત્રો વચ્ચે ઘણીવાર ગેરસમજણ થવા પામતી. આવી ગેરસમજણના કેટલા ય પ્રસંગો મને આજે પણ યાદ છે.

એક વાર બપોરના જમીને હું સૂતો હતો ત્યાં ભાવનગરના એક મિત્રે આવીને મને જગાડયો અને કહ્યું: "મણિભાઈ કોઠારીએ કહેવરાવ્યું છે કે આવતી કાલે સવારે દક્ષિણામૂર્તિમાં ધ્વજવંદન કરવાનું છે એટલે નાનાભાઈ તૈયારી કરે."

હું જાગીને બેઠો થયો અને બોલ્યો: "મણિભાઇ કોઠારી કોણ?"

"અરે આપણા મણિભાઈ; મણિભાઇ આજે મેલમાં આવે છે; મને આગળ મોકલ્યો છે."

"દક્ષિણામૂર્તિના વ્યવસ્થાપકમંડળમાં એવો કોઈ માણસ નથી." મેં જણાવ્યું.

"અરે આપણા મણિભાઈ, વઢવાણવાળા!"

"પણ ભાઈ! એ મણિભાઇ મને કહેવરાવે શી રીતે? દક્ષિણામૂર્તિમાં ધ્વજ ચડાવવો ન ચડાવવો એ તો નક્કી કરે દક્ષિણામૂર્તિનો નિયામક અથવા વ્યવસ્થાપકમંડળ. મણિભાઇ શી રીતે કહેવરાવે? હું એ માનતો નથી. હું વ્યવસ્થા કરવાનો નથી." મેં જણાવ્યું.

"ત્યારે એમ કહોને કે ધ્વજ ચડાવવાના નથી!"

"હા; એમ સમજો તો એમ."

સાંજ પડી; મણિભાઇ ભાવનગર સ્ટેશને ઊતર્યા. તેમને મારો તાર તો કયારનો પહોંચી ગયો હતો એટલે તેઓ મારી સાથે રિસાયા તેમણે ધ્વજવંદન બીજે કર્યું. ધ્વજવંદનમાં હું ગયો ત્યારે મારી સાથે બોલ્યા પણ નહીં.

મણિભાઇની ઘરડી રીસ ઠીકઠીક ચાલી. બાપુ જ્યારે હરિજન કામ માટે કાઠિયાવાડમાં આવ્યા ત્યારે મણિભાઈ કોઠારી વઢવાણથી તેમની સાથે થયા અને બાપુની સાથે જ ઊતર્યા; પણ બાપુના આ આશ્રમમાં મણિભાઈએ મારી સામે

: ૭ :

ઈ. સ. ૧૯૨૦માં જ્યારે મહાત્મા ગાંધીજીએ દેશનાં રાજકારણમાં પ્રવેશ કર્યો ત્યારે દેશને જેમ વીજળીનો એક આંચકો લાગ્યો તેમ કાઠિયાવાડને પણ લાગ્યો. એ વર્ષોમાં અમે ભાવનગરમાં પણ બાપુનો સંદેશ ફેલાવવા માટે કોંગ્રેસ કમિટી સ્થાપી. ખાદીનો પોશાકમાં પ્રવેશ થયો. નાનામોટા રાષ્ટ્રીય પ્રસંગો વખતે લોકજાગૃતિનાં મોજાં ઊછળવા લાગ્યાં. મને યાદ છે કે દક્ષિણામૂર્તિના એક વાર્ષિક મેળાવડા પ્રસંગે જ ગાંધીજીને સરકારે પકડયાના સમાચાર આવ્યા એટલે સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ જેવા સદ્‌ગૃહસ્થે અમારી પાસે મેળાવડો બંધ રાખવાની માગણી કરી અને મેળાવડો બંધ રહ્યો.

પણ અમારી સંસ્થા રાષ્ટ્રીય હતી તેમ આખરે તો કેળવણીની સંસ્થા હતી. અમે સૌ ચુસ્ત રાષ્ટ્રવાદીઓ હતા પણ આખરે શિક્ષકો હતા પરિણામે અમારી અને રાજકીય ક્ષેત્રમા કામ કરતા અમારા મિત્રો વચ્ચે ઘણીવાર ગેરસમજણ થવા પામતી. આવી ગેરસમજણના કેટલા ય પ્રસગો મને આજે પણ યાદ છે.

એક વાર બપોરના જમીને હું સૂતો હતો ત્યા ભાવનગરના એક મિત્રે આવીને મને જગાડયો અને કહ્યુઃ "મણિભાઈ કોઠારીએ કહેવરાવ્યું છે કે આવતી કાલે સવારે દક્ષિણામૂર્તિમાં ધ્વજવંદન કરવાનું છે એટલે નાનાભાઈ તૈયારી કરે."

હું જાગીને બેઠો થયો અને બોલ્યોઃ "મણિભાઇ કોઠારી કોણ ?"

"અરે આપણા મણિભાઈ; મણિભાઈ આજે મેલમાં આવે છે; મને આગળ મોકલ્યો છે."

"દક્ષિણામૂર્તિના વ્યવસ્થાપકમંડળમાં એવો કોઈ માણસ નથી." મેં જણાવ્યું.

"અરે આપણા મણિભાઈ, વઢવાણવાળા !"

"પણ ભાઈ! એ મણિભાઇ મને કહેવરાવે શી રીતે? દક્ષિણામૂર્તિમાં ધ્વજ ચડાવવો ન ચડાવવો એ તો નક્કી કરે દક્ષિણામૂર્તિનો નિયામક અથવા વ્યવસ્થાપકમંડળ. મણિભાઇ શી રીતે કહેવરાવે ? હું એ માનતો નથી. હું વ્યવસ્થા કરવાનો નથી." મેં જણાવ્યું.

"ત્યારે એમ કહોને કે ધ્વજ ચડાવવાના નથી !"

"હા; એમ સમજો તો એમ."

સાંજ પડી; મણિભાઇ ભાવનગર સ્ટેશને ઊતર્યા. તેમને મારો તાર તો કયારનો પહોંચી ગયો હતો એટલે તેઓ મારી સાથે રિસાયા તેમણે ધ્વજવંદન બીજે કર્યું. ધ્વજ-વંદનમાં હું ગયો ત્યારે મારી સાથે બોલ્યા પણ નહીં.

મણિભાઇની ઘરડી રીસ ઠીકઠીક ચાલી. બાપુ જ્યારે હરિજન કામ માટે કાઠિયાવાડમા આવ્યા ત્યારે મણિભાઈ કોઠારી વઢવાણથી તેમની સાથે થયા અને બાપુની સાથે જ ઊતર્યા; પણ બાપના આ આશ્રમ[illegible] મારી [illegible]

ઉપવાસ આદર્યા. આખરે બાપુએ તેમને સમજ પાડી અને મણીભાઈની રીસ ઉતારી.

આવી નાની મોટી ગેરસમજણો એ દિવસોમાં જ આવતી એમ નથી; હજી આજે પણ આવી ગેરસમજણો ચાલુ હશે અને મને લાગે છે કે કદાચ હું જીવીશ ત્યાં સુધી ચાલશે.

પણ મારા વિષેની આવી ગેરસમજણ માટે હું પોતે પણ કયાં જવાબદાર નથી ? મારા પોતાના મનના બંધારણમાં જ એવું કંઈક પડયું છે કે મારા મિત્રોને મારા પગલા વિષે જ્યારે શંકા પડે ત્યારે એ શંકાથી અકળાઇને તેમને સમજાવવાને બદલે આવી શંકાથી મને એક પ્રકારનો આનંદ થાય છે, અને 'આપણે પોતે ચોખ્ખા જોઇએ તો આવી ખોટી નિંદા તરફ થા માટે હસવું નહીં ? એવા વિચારથી હું મારા મનને વધારે ટટ્ટાર રાખું છું. જ્યારેજ્યારે મિત્રો મારા હેતુઓ વિષે ગેરસમજ ઊભી કરે છે ત્યારેત્યારે હું વધારે જાગૃત થાઉં છું અને મિત્રોના વિરોધથી વધારે નિર્મળ થાઉં છું.

પણ હું દક્ષિણામૂર્તિ સંસ્થાનો અને આજે આંબલાની ગ્રામ દક્ષિણામૂર્તિ સંસ્થાનો સુખી રહ્યો એટલે મારા વિષેની આ ગેરસમજણના પરિણામો મારી સંસ્થાને પણ કોઇવાર ભોગવવા પડે; પણ મને તો પૂરો વિશ્વાસ છે કે મારો દેહ પડ્યા પછી એક દિવસ મારા મિત્રોને મારી વાતો સમજાશે અને બધી ગેરસમજણ ધોવાઈ જશે.

૮.

ઈ. સ. ૧૯૨૦ થી અમે રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાનું

રૂપ પકડયું. આ દિવસોમાં ખાદી એ રાષ્ટ્રીયતાનું એક મોટું ચિહ્ન હતું. દક્ષિણામૂર્તિએ ગુજરાત વિદ્યાપીઠની માન્યતા લીધી તેને પરિણામે અમારી સંસ્થામાં ખાદીનો પ્રવેશ થયો. દક્ષિણામૂર્તિના કેળવણીના સિદ્ધાંતોનો ખરડો અમે બહાર પાડ્યો તેમાં ઉત્પાદક શરીરશ્રમને મહત્ત્વનું સ્થાન આપ્યું એટલું જ નહીં પણ અમારા જ એક વિદ્યાર્થી ભાઇ અમીચંદને ખાદી માટેની ખાસ તાલીમ લેવા માટે મોકલ્યા અને પાછળથી તેમને જ અમારા ખાદી વિદ્યાશિક્ષક તરીકે રોકીને અમારા વિનયમંદિરના શિક્ષણ ક્રમમાં દરરોજનો કાંતવાનો ચોક્કસ વખત આંકયો. મને બરાબર યાદ છે કે એ દિવસોમાં અમે સૌ શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ ખૂબ કાંતતા. પાછળથી તો અમારી પોતાની વણાટશાળાનું મકાન પણ ઊભું થયું. રાષ્ટ્રીય ઉત્સવોના દિવસોમાં જ્યારે અમારી વણાટશાળામાં અખંડ રેંટિયા ગુંજતા અને રામભાઈ પાઠક જેવા અઠંગ વિદ્યાર્થી ૨૪ કલાકમાં એક મિનિટ પણ રેંટિયો અટકે ત્યારે આખ કાઢતા ત્યારે પુર્ણાહુતિના પ્રસંગો ભૂલ્યા ન ભૂલાય એવા ભવ્ય બનતા.

પણ કાળ વહેનો ગયો તેમ, દેશમાં જેમ ખાદીના પાણી ઊતર્યાં તેમ અમારે ત્યાં પણ ઊતર્યાં. શરૂઆતનો જુસ્સો ઓસર્યો એટલે દેશમાં, વિદ્યાપીઠના શિક્ષક–વિદ્યાર્થી વર્ગમાં તેમજ દક્ષિણામૂર્તિના શિક્ષક-વિદ્યાર્થી વર્ગમાં ખાદી તરફનો ભાવ ઓછો થતો ગયો એટલે અનાયાસે ખાદી પણ ઓછી થઈ. દક્ષિણામૂર્તિમાં વિદ્યાર્થીઓ કાંતવાના વખતમાં સંતાવા લાગ્યા, ખોટી ખોટી હાજરી પુરાવવા લાગ્યા, સત્રને અંતે કાંતેલું સૂતર તોડવા લાગ્યા, રેંટિયા બગાડવા લાગ્યાં અને ભાઈ અમીચંદને ખાદી શિક્ષક મટીને છુપી પોલીસ થઇને

હરભાઈ પાસે ફરિયાદો લઈ જવાનો એક ધંધો ઊભો થયો. એ દિવસો આજે યાદ કરીએ ત્યારે હસવું આવ્યા વગર રહેતું નથી.

દરમિયાન દક્ષિણામૂર્તિમાં મરજિયાત ફરજિયાતની ફિલસૂફી ઊભી થઈ એટલે કાંતવું ફરજિયાત શા માટે હોવું જોઈએ એ મહાપ્રશ્ન ઊભો થયો. માનસશાસ્ત્રની ભાષામાં કહેવું હોય તો હું કહી શકું કે અમારા શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓનો મોટો ભાગ કાંતવા માગતો ન હતો પણ કાંતવાનું બંધ કરીએ એટલે અમે રાષ્ટ્રીય ટળી જઈએ, રાષ્ટ્રીય ટળી જવું એ અમને પ્રતિષ્ઠાની દૃષ્ટિથી પોસાય તેમ ન હતું; એટલે અમે ખાદીને કોઈ પણ રીતે ટકાવી રાખવા માટે અનેક તરકીબો ઊભી કર્યા કરતા. વિદ્યાર્થીઓને રસ નથી પડતો કારણ કે અમીચંદભાઈને પોતાને રસ ઓછો છે એમ અમે ઠરાવ્યું અને પરિણામે ખાદીકામનું સુકાન અમારે ત્યાં બાપુભક્ત તરીકે પંકાયેલા ભાઈ ગોપાળરાવ કુલકર્ણીને સોંપ્યું.

પાછળથી જ્યારે અધ્યાપન મંદિરો શરૂ થયાં ત્યારે તો વાત જ મૂકો. અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓએ કાંતવું કે કેમ, એ પ્રશ્નો ઊભો થયો. પ્રશ્નોની તત્ત્વ ચર્ચા તો બાજુ પર રહી; પરંતુ જો ગિજુભાઈના વિદ્યાર્થીઓ ન કાંતે તો હરભાઈના વિદ્યાર્થીઓનો કયો એવો ગુનો છે કે એમણે કાંતવું જ જોઈએ; એવું સ્વરૂપ આખાય સવાલે ધારણ કર્યું. સંસ્થાનું શાસ્ત્ર સૌના મનમાં ગણગણતું હતું કે ન કંતાય તો વાંધો નથી પણ એ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કે અંગત માન્યતા પ્રમાણે આચાર કરવાની અમારામાં નૈતિક હિંમત ન હતી. પરિણામે ખાદીને ટકાવી રાખવાના અમે જે જે પ્રયત્નો ઊભા કરતા તે તે પ્રયત્નોને અમે જ લૂલા પણ બનાવતા.

કારણ ? કારણ સ્પષ્ટ છે. અમને પોતાને જ, ખાદીમા શ્રદ્ધા ન હતી ખરી વાત તો એટલી કે ખાદીજીવનની સ્પષ્ટ કલ્પના વિના અને ખાદી, એ તો માત્ર ખાદીજીવનનું પ્રતીક છે એવી સ્પષ્ટ સમજણ વિના કોઈ પણ શાળામા ખાદી ટકે શી રીતે ? ખાદી, અસ્પૃશ્યતા નિવારણ, ઉત્પાદક શ્રમ, બ્રહ્મચર્ય એ બધાય ખાદીજીવનના અવિભાજ્ય અંગો છે, એવી થોડી પણ સ્પષ્ટ કલ્પના મને થઇ ત્યારે તો હું ભાવનગર છોડીને આંબલા આવ્યો મને પોતાને ખાદીજીવન તરફ તે દિવસે પણ ન સમજાય તેવું આકર્ષણ તો હતું જ, પણ મિત્રો પાસે સ્પષ્ટ શબ્દોમા મૂકવા જેટલી અને તેમને ગળે ઉતારવા જેટલી સ્પષ્ટતા મને પણ ન રહી.

દક્ષિણામૂર્તિના જીવનમા ખાદીએ જ પ્રાણ પૂર્યો છે તેને આજે પણ હું ગૌરવથી યાદ કરું છું અને અમે સૌ મિત્રો વધારે ઓછા રસથી પણ પ્રમાણિકપણે ઠેઠ સુધી ખાદીને વળગી રહ્યા એ માટે હર્ષ અનુભવુ છું, મારા જે મિત્રો એ દિવસે મારી સાથે હતા તેઓના જીવનમા આજે ખાદીનું કેવું કેટલુ સ્થાન છે એ હું જાણતો નથી, પણ દક્ષિણામૂર્તિમા આદરેલી આ ભાગીતૂટી ખાદી પૂજાએ મારા માટે ભવિષ્યના જીવનનો અને ગ્રામસેવાનો માર્ગ ઉઘાડ્યો એમા મને શંકા નથી

: ૯ :

દક્ષિણામૂર્તિ શરૂ થઇ ત્યારે એ એક રીતે હિંદુ સંસ્થા હતી, પણ ગુજરાત વિદ્યાપીઠની સાથે જોડાણ થયા પછી જેમ હરિજનો આવી શક્યા તેમજ મુસલમાનભાઇઓ પણ

આવી શકે એવો અમે ઠરાવ કર્યો. જો કે દક્ષિણામૂર્તિમાં કોઈ મુસલમાન વિદ્યાર્થી ભાગ્યે જ અભ્યાસ માટે રહ્યો; પણ અમારા મનથી અમારો નિર્ણય પાકો હતો. દક્ષિણામૂર્તિને જાહોજલાલીના દિવસોમાં મુંબઈના એક શ્રીમંત વેપારીએ દક્ષિણામૂર્તિમાં હું માત્ર હિંદુઓને જ દાખલ કરવાનું સ્વીકારું તો ઘણી મોટી સખાવત આપવાનું જણાવ્યું પણ મેં એ મોટી સખાવતને જતી કરી.

:૧૦:

સરકાર સામેની લડતે જ્યારે ઈ. સ. ૧૯૩૦ માં વિરાટ સ્વરૂપ ધારણ કર્યું ત્યારે હું લડતમાં ગયો પણ સંસ્થામાંથી છૂટો થઈને ગયો અને વિદ્યાર્થીઓ ગયા તે પણ સંસ્થામાંથી છૂટા થઈને માબાપોની સંમતિ મેળવીને ગયા; અને એ રીતે અમે સંસ્થાની સીધી રાજકીય હિલચાલથી અલિપ્તતા જાળવી રાખી. આ મોટી લડત પછી ખુદ કાઠિયાવાડમાં નાની નાની ઘણી લડતો થઈ પણ તેમાં અમે કોઈ રીતસર ન પડ્યા તે ન જ પડ્યા. મને યાદ છે : ઈ. સ. ૧૯૩૦ ની સાલમાં હું, ભાઈ ભાસ્કર અને ૧૫ જેટલા અમારા વિદ્યાર્થીઓ વીરમગામમાં કામ કરતા હતા અને ગિજુભાઈ–તારાબેન લડતમાં પડવા માટે ઘડીઓ જોતા હતાં, ત્યારે એક પ્રસિદ્ધ રાષ્ટ્રીય શિક્ષક દક્ષિણામૂર્તિ બાળમંદિરમાં આવ્યા અને ગિજુભાઈને કહે : "જે વખતે દેશ આખો ય સળગી રહ્યો છે તે વખતે આ સંસ્થાને ચાલતી જોઈને હૈયું ઊકળી ઊઠે છે. આજે તો દેશમાં ડોશીઓ જ ઘેર હોય." આ ભાઈને ગિજુભાઈએ કહ્યું : "તમે 'કેળવણીની ડોશીઓ' એવો 'એક લેખ અમારી વિરુદ્ધ લખો એટલે હું તેને દક્ષિણા-'મૂર્તિ ત્રૈમાસિકમાં છાપું." એ જ ગિજુભાઈ અને તારાબેન

વખત પાકયો ત્યારે લડતમાં પડ્યાં. જેઓ ઉપલકિયા દષ્ટિથી રાજકારણમાં પડ્યા હોય છે તેઓ સમજતા નથી કે રચનાત્મક કાર્ય એ દેશના ઉત્થાનનું સાચું કાર્ય છે, અને રાજકીય લડત એ તો આવા કાર્યકર્તાનો એક જાતનો આપદ્ધર્મ છે.

## ખંડ ૬

: ૧ :

અમે ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાયા ત્યાર પછીનાં થોડાંએક વર્ષો આર્થિક મુશ્કેલીનાં આવ્યાં અને ઈ. સ. ૧૯૩૦ ની સાલ આખરે અમે પૈસાની ઠીક ઠીક ભીડમાં પડ્યા. આ અરસામા અમારા જૂના મિત્ર અને આફ્રિકાના શાહ સોદાગર શેઠ નાનજી કાલિદાસ મહેતાએ મને ફંડ માટે આફ્રિકા આવવાનું આમંત્રણ આપ્યું.

શેઠ નાનજીભાઇના આમંત્રણને મેં ઝડપી લીધું અને હું આફ્રિકા જવા તૈયાર થયો. ઈ. સ ૧૯૨૪ ના ફેબ્રુઆરી માસમાં હું આફ્રિકા જવા ઊપડ્યો અને મેં પૂરું એક વર્ષ આફ્રિકામાં ફંડ કરવામાં ગાળ્યું. અમે ખીલખા આશ્રમની છાયામાંથી બહાર આવ્યા પછી અમારે અમારા પોતાના જ પગ ઉપર ઊભા રહેવાનું આવ્યું એટલે સસ્થામાં ધીમે ધીમે પોતાના જ પગ ઉપર ઉભા રહેવાની તાકાત કેળવાવા લાગી. એની સાથે સાથે જ આશ્રમની છાયા નીચે હતા ત્યાં સુધી અમે સૌ આશ્રમના વિરોધમાં એક હતા તે વિરોધ દૂર થતાં અમે પરસ્પર એક છીએ કે કેમ તે તપાસવાનો પ્રશ્ન પણ ઊભો થયો.

અમે સૌ કેળવણીનાં સામાન્ય સિદ્ધાંતોમાં અને ઉપરછલા વ્યવહારમાં એક હોવા છતાં વસ્તુતઃ એક બીજાથી જુદા હતા એનું ભાન અમને હવે ધીમે ધીમે થવા લાગ્યું, અને આજ સુધી જે પ્રશ્નો અમારી સામે ઉભા થયા જ ન હતા તે પ્રશ્નો એક પછી એક ડોકિયાં કરવા લાગ્યાં; પણ અમારી આર્થિક ભીંસ એવી હતી કે આવા પ્રશ્નો ડોકિયાં કરે તોપણ તેના તરફ ધ્યાન આપવાની ફુરસદ અમને તે વખતે ન હતી.

સંસ્થાનો મુખી કોણ? સંસ્થાનો બાહ્ય મુખી કોણ અને સાચો મુખી કોણ? સંસ્થાની આર્થિક જવાબદારી કોને શિરે? સંસ્થાના કાર્યવાહકોના પરસ્પર સંબંધો કેવા હોવા જોઇએ? સંસ્થાનાં આજીવન સભ્યો સૌ એક કોટિના કે ચડતીઉતરતી કોટિના? સંસ્થાના કાર્યકર્તાઓના કુટુંબોનો સંસ્થા સાથેનો સંબંધ કેવો હોય? સંસ્થાના જુદા જુદા વિભાગોનું એકીકરણ કોણ કરે? આજીવન સભ્યો અને અન્ય શિક્ષકોની વચ્ચે કેવા સંબંધો હોવા જોઈએ? આ અને આવા સિધ્ધાંતોના તેમ જ વ્યવહારના અનેક પ્રશ્નો એક પછી એક ઊઠતા જતા હતા અને અમે સહુ ઉપરથી એક દેખાતા હોવા છતાં અંદરથી ખરેખર કેટલા જુદા હતા તે હવે અમને સમજાવા લાગ્યું. હું આફ્રિકા જવા તૈયારી કરતો હતો ત્યારે પણ મારા કોઈ કોઈ મિત્રોને હું ખરેખર આફ્રિકા જઈશ કે જવાની તૈયારી બતાવીને છેવટે જવાનું માંડી વાળીશ એવી શંકાઓ પડેલી. છેલ્લે જ્યારે મુંબઈથી સ્ટીમરમાં ચડ્યો ત્યારે જ એ શંકા દૂર થઈ; પણ આ બધી વાતોનો વિચાર મૂકવાનું આગળ ઉપર વધુ ફાવશે માટે આજે તો હજુ મૂળ પ્રવાહને વળગી રહ્યો છું.

હું આફ્રિકા જવા તૈયાર થયો ત્યારે મારા કુટુંબના સંજોગો જોઈએ તેવા અનુકૂળ ન હતા. મારે મારી સ્ત્રીને તથા બે નાના બાળકને એકલા મૂકીને જવું પડે તેમ હતું.

ઉપરાંત આટલો લાંબો વખત અજાણ્યા પ્રદેશમાં અને તે પણ આફ્રિકા જેવા પ્રદેશમાં ગાળવો પડે એ મારાં કુટુંબીજનોને ચિંતાનો વિષય હતો. સંસ્થાની રીતે બોલીએ તો સંસ્થાનું સ્થાનિક મારા હસ્તકનું કામ વહેંચી દેવું પડે તેમ હોવાથી તેની એકધારી વ્યવસ્થા કરી શકાય તેમ હતું નહીં. પરંતુ આવી તમામ મુશ્કેલીઓ સામે સંસ્થાની આર્થિક ભીંસ ડોળા કાઢીને પડી હતી એટલે મારે ગયા સિવાય બીજો રસ્તો ન હતો. સંસ્થાના મુખ્ય રસોઇયા ભાઈ ગૌરીશંકરને મેં મુસાફરીમા મારી સાથે લીધા. હું ભાવનગર છોડી મુંબઈ આવ્યો ત્યારે મારા મન ઉપરના ભારમાં થોડોએક વધારો થયો.

મુંબઈમા મને શેઠ નાનજીભાઈનો તાર મળ્યો કે તેઓ કોઈ અનિવાર્ય સંજોગોને લઈને દેશમા પાછા આવે છે, અને મારે તેમની ગેરહાજરીમા આફ્રિકામાં ફરવું પડશે. આ સમાચારથી મને આઘાત તો થયો પણ આઘાત થવા દીધે પાલવે તેમ ન હતું એટલે હું મારા વિચારને વળગી રહ્યો.

બરાબર આજ વખતે એક બીજો કિસ્સો બન્યો. મુંબઈમાં મારા એક મિત્ર શ્રી નર્મદાશંકર રામજી રહેતા હતા. બહુ નાની અવસ્થાથી એ મારા ઘરના દીકરા જેવા થઈ રહ્યા હતા. મુંબઈમાં તે ઈવાન્સ ફ્રેઝરની પેઢીમાં કામ કરતા હતા. તેમને પોતાના ધંધાના જ્ઞાન ઉપરાંત જ્યોતિષનો સારો એવો

અભ્યાસે હતો અને શાસ્ત્રીય અભ્યાસ ઉપરાંત ઠીકઠીક કોડા વિદ્યા પણ હતી. હું મુંબઈ ગયો ત્યારે ભાઈ નર્મદાશંકર મને મળવા આવ્યા અને મેં સહેજે પૂછ્યું: 'કેમ નર્મદ ! હું આફ્રિકા જાઉં છું. જોષમાં શું આવે છે ?' ભાઈ નર્મદાશંકર મનમાં થોડું એક ગણિત ગણવા લાગ્યા અને ડોકું ધુણાવીને મને કહે: "નાનાભાઈ ! ન જાઓ તો સારું. આફ્રિકાથી થોડા વખતમાં માંદા પડીને ઘેર આવવું પડશે." મેં ભાઈ નર્મદાશંકરની વાતને મશ્કરી જેવી માની અને તેમ કહ્યું પણ ખરું; પણ ભાઈ નર્મદાશંકર તો પોતાની વાતમાં મક્કમ હતા અને મને ન જવા કહ્યું: "નર્મદ ! જવું છે એ ચોક્કસ છે, અને કામ કર્યા વિના પાછો ફરવાનો નથી એ પણ એટલું જ ચોક્કસ સમજજો." ભાઈ નર્મદાશંકરે હાથ ખંખેર્યા અને હું આફ્રિકા ગયો.

ભાઈ નર્મદાશંકરનો જોષ સાચો પડયો અને સાથોસાથ મારો નિર્ણય પણ સાચો પડ્યો.

આફ્રિકા પહોંચ્યા પછી ચોથે મહિને જ્યારે હું નૈરોબી આવ્યો ત્યારે એક દિવસ એક ભારે અકસ્માત બન્યો. નૈરોબીમાં એક દિવસ બપોરના હું જમવા બેઠો ત્યારે ભોજનના અંતે નિયમ પ્રમાણે મેં ગરમ દૂધ પીધું અને પીધું કે તરત જ મને ખુબ ઊલટી થઈ. ઊલટી થયા પછી તરત જ હું બેભાન થઈ ગયો અને મિત્રોએ મને બેભાન અવસ્થામાં જ પલંગમાં સુવાડી દીધો. તરત જ મને ૧૦૪ ડિગ્રી તાવ ચઢ્યો અને ડોકટરે મારા માટે ચિંતા દેખાડી. આ દિવસે અગાઉથી નક્કી કર્યા પ્રમાણે મારે નૈરોબીમાં એક બાહેર ભાષણ કરવાનું હતું. સાંજનાં છ વાગે ડોકટરની ના હોવા

છતા હું નૈરોબીનાં અલીદીના હોલમાં ભાષણ કરવા ગયો અને રાત્રે આવીને પાછો પડ્યો તે પડ્યો. મારી માંદગીએ ઠીક ઠીક જોર પકડયું અને ડાકટરોએ મને દેશમાં પાછા ફરવાની સલાહ પણ આપી. પલંગમાં પડયો ત્યારથી જ ભાઈ નર્મદાશંકરનો જોષ મને સાંભરતો હતો. ડાકટરની દેશમાં જવાની સલાહને મેં જરાય સ્વીકારી નહીં નૈરોબીની માંદગી પૂરેપૂરો એક માસ ચાલી અને એક માસ પછી હું ઝપાટાબંધ સાજો થવા લાગ્યો. મારી માંદગીની આ હકીકત વર્ષને અંતે જ્યારે હું મુંબઈને કિનારે ઊતર્યો અને જ્યારે ભાઈ નર્મદાશંકર ફરીથી મને મળવા આવ્યા ત્યારે મેં તેમને કહી અને આનંદ સાથે કહી. મારી માંદગીના સમાચાર ભાવનગરમાં મારાં કુટુંબીઓને તેમ જ મિત્રોને ભાવનગર પહોંચીને જ મેં કહ્યા.

: ૨ :

હું ફંડ કરવા નીકળ્યો ત્યારથી જ સંસ્થાના મારા મિત્રોએ સારા એવા ફંડની આશા રાખેલી એ હું જાણું છું આવી આશાને પરિણામે સંસ્થામાં, ખાસ કરીને તે વર્ષે, ઘણે છુટે હાથે ખર્ચ થયો એ પણ નોંધવું જોઇએ. પૈસાદાર લોકોના છોકરાઓ સાવ નિર્દોષ જણાતી રીતે પણ શા માટે વધારે ખર્ચ કરવા તરફ ખેંચાય છે એનું મને એ વખતે પહેલું દર્શન થયું, પોતાની પાસે વધારે પૈસા હોવા એ ભાન જ પૈસા ખર્ચવાની એક જાતની બિન-જરૂરી છુટ ઊભી કરે છે એવો મારો આજ સુધીનો અનુભવ છે. સંસ્થામાં અમે સહુ એટલા બધા જાગ્રત ન હતા કે પૈસા ગમે તેટલા હો કે ન હો પણ બિનજરૂરી ખર્ચ એક પાઇનો પણ ન થવો જોઇએ. અમારું આ માનસ ધીમે ધીમે એવી

રીતે કેળવાતું જતું હતું કે જતે દિવસે અમે અમારી યોજનાઓને માટે પૈસા ન મળે તો અધીરા થવા લાગ્યા. શ્રીમંતો તરફ અસહિષ્ણુતા રાખવા લાગ્યા અને પૈસા લાવનાર વ્યક્તિ પૂરેપૂરો પ્રયત્ન કરતી નથી એવી જાતની શંકા કુશંકાઓ સેવવા લાગ્યા. મધ્યમ પ્રકારની ગરીબાઈથી મનુષ્યના જીવન ઉપર જે એક જાતનો કાબૂ અનાયાસે ઊભો થયો છે એ અમે ગુમાવી બેઠા હતા. હું આફ્રિકા ગયો ત્યાર પછી અમે સંસ્થામાં થોડાંએક નવાં સાહસો ઊભાં કર્યાં. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક શરૂ કર્યું, જુદા જુદા વિભાગોમા નવીનવી યોજનાઓ શરૂ કરી અને વધારે કાર્યકર્તાની ભરતી પણ કરી. આ તમામ નવાં પગલાંઓના સંબંધમાં મારે કાને વાત નાખવા જેટલી સભ્યતા પણ અમારે પાછળથી કેળવવી પડી એમ મને યાદ છે. મને અમારા સંસ્થાગત જીવનના આ ચિહ્નથી ક્રોધ ન ચડયો પણ દુઃખ થયું અને એ દુઃખ આફ્રિકાથી પાછા આવીને મેં મારા મિત્રો પાસે સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કર્યું. આ દુઃખને પરિણામે થોડાએક વખત સુધીમાં અમારા નવા ત્રૈમાસિક માટે લેખ લખવાની પણ મારી કલમ ન ચાલી એ મને ચોક્કસ યાદ છે; પરંતુ મેં ઉપર જણાવ્યું તેમ આવા ડોકિયાં કરતા પ્રશ્નોને જોવા જેટલી ફુરસદ પણ અમને ન હતી એટલે અમે આગળ ચાલ્યા.

આફ્રિકાએ મારા માટે પહેલોવહેલો જ પરદેશ હતો. આજે સુધી હું આફ્રિકા જતી સ્ટીમરો જેવડી સ્ટીમરમાં પણ કોઈ દિવસ ફરેલો નહીં. આપણા દેશમાં પણ કાઠિયાવાડી-ગુજરાતી ભાઈઓ સિવાય બીજાઓનો પરિચય મને ઓછો. દેશનો કિનારો છોડીને પરદેશમાં પગ મૂકયો કે તરત જ મારી આંખ ખૂલી ગઇ. મુંબઈ છોડીને બરાબર અગિયારમે

દિવસે મોમ્બાસા પહોંચ્યો. સ્ટીમર ઉપર તો અનેક નવા નવા અનુભવો થયેલા. મોમ્બાસા ઉતરીને તરત તો યુગાન્ડા ઊપડી ગયો પણ યુગાન્ડામાં જઇને બીજે દિવસે નજર ફેરવી, ત્યાં જ કેમ જાણે હું કોઇ નવી જ દુનિયામાં ઊતરી આવ્યો હોઉં એમ સ્પષ્ટ ભાન થયું. માણસના જીવનમાં ઘણીવાર બને છે કે માણસ નવી દુનિયામાં જાય ત્યારે પણ નવી દુનિયાને જીરવી શકતો નથી એટલે છાનોમાનો પોતાના ખિસ્સામાં સંઘરી રાખેલી જૂની દુનિયામાં પેસી જાય છે, અને પોતાની જાતને સાચવે છે. મારા માટે આ દૃષ્ટિથી વિચારતાં બે જ માર્ગો હતાં: કાં તો મારો દેહ આફ્રિકામાં ફરે ત્યાં સુધી ફરવા દેવો અને મારી માનસિક દુનિયાને બહુ જ કાળજીથી અને આગ્રહપૂર્વક જાળવી રાખવી; અથવા તો મારે મારા સ્વત્વને બરાબર જાળવીને આફ્રિકાની દુનિયાને ગ્રહણ કરવી અને મારા સ્વત્વની સાથે તેને વણી દેવી. આ બીજો માર્ગ હું ગ્રહણ કરું તેને માટે મેં રીતસરના પ્રયત્નો કર્યા.

આફ્રિકામાં આપણા કાઠિયાવાડીઓ; આપણા ગુજરાતીઓ, આપણા હિંદીઓ. એ સહુને મળવાનો મને મોકો મળ્યો અને આપણો દેશ, આપણા ભાઇઓ પરદેશમાં કઇ રીતે પથરાયા છે અને કઇ રીતે જીવન ગાળે છે એ જોવાની મને સુંદર તક મળી. સાથે સાથે જ મેં આફ્રિકા જોયો, આફ્રિકાની ભૂમિ જોઈ, આફ્રિકાના લોકો જોયા, આફ્રિકાના સિંહો જોયા, આફ્રિકાની નદીઓ જોઈ, આફ્રિકામાં વસતા અંગ્રેજો જોયા. અને આ બધા અનુભવો મારા પોતાના જીવનમાં કેમ વધારે ઉપયોગી થાય એ જોવાની દૃષ્ટિ પણ હું કેળવવા લાગ્યો, આફ્રિકા ખંડે મને ખરેખર મુગ્ધ કરી નાખ્યો.

આફ્રિકાના હબસી લોકોનું જીવન જોવાની મને સુંદર તક મળી અને એ જીવનમાં પણ માનવ હૃદય કેવું ધબકે છે એ જોવાનું સદ્‌ભાગ્ય મેં મેળવ્યું. આફ્રિકામાં હું આ હબસીઓનો મહેમાન પણ થયો, મારા લંગડાતા પગને કારણે તેમની મશ્કરીનું પાત્ર પણ થયો તેમના દેશના રીતરિવાજો મેં જોયા, કેળવાયેલા હબસીઓ નો મને સંસર્ગ પણ થયો, તેમના દિલમાં સ્વતંત્ર આફ્રિકાની ભાવના ધીમે ધીમે કેમ જોર પકડતી જાય છે તે મેં જોયું, નાઈલ નદીના મૂળ જેવા રિપનફોલ્સ જોયા, ઝંમ્બેસી નદીમાં લાખો ઝુંપડાઓ તણાયે જતાં હતાં ત્યારે હું પણ એક હોડીમાં તણાયો જંગબારના અને સુલતાન બર્ગશના લવિંગના શાખાઓમાં ललितलवंगलतापरिशीलनकोमल-मलयसमीरे જેવી પંક્તિઓ યાદ કરતો કરતો રખડ્યા ! આફ્રિકાએ ફંડ તો ધાર્યા કરતાં ભલે ઓછું આપ્યું હોય, પણ જીવતરના નવાનવા અનુભવોનું મને જે દાન કર્યું તે માટે હું શેઠ નાનજીભાઈનો અને આફ્રિકાનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આફ્રિકાના આ દર્શન પછી મને સુદાનનું દર્શન થયું; જપાનનુ દર્શન થયું, અરબસ્તાનના થોડાએક ભાગનું દર્શન થયું. પણ આ બધા ભાગોના દર્શન કરવાની ચાવી મને આફ્રિકાએ જ આપી.

આફ્રિકા જવા માટે રવાના થયો ત્યારે સ્વર્ગસ્થ (સ્વ. હરગોવિંદ અ. પંડ્યા) એ આંસું પાડ્યાં અને કહ્યું 'નાનાભાઈ! હું આવી શકતો નથી તેનું દુઃખ છે. આ મસ્તની બા મને કહે છે કે હું નાનાભાઈની સાથે રોટલા કરી દેવા જાઉં.' મોટાભાઈને ભાવનગર મૂકીને હું રવાના થયો પણ ભાવનગર પાછો ફર્યો ત્યારે એ મોટાભાઈ જોવા ન મળ્યા. આફ્રિકામાં એક દિવસ હું એક મિત્રને ત્યાં જમવા ગયેલ

મારા મિત્રે મારી સાથે બીજા વીસપચીસ મિત્રોને જમવાનું આમંત્રણ આપ્યું હતું. અમે સહુ પાટલા પર બેઠા અને ભોજન પિરસાયું ત્યાં જ મારા હાથમાં એક તાર પડ્યો. તારમાં લખ્યું કે : Motabhai passed away vadi Ekadashi." તાર મારા હાથમાં રહ્યો, ભોજન થાળીમાં રહ્યું, હું અસ્વસ્થ બની ગયો; પણ વિવેકની મર્યાદા જાળવીને કશું બોલ્યો નહીં. ભોજન સમારંભ શાન્તિથી પસાર થઈ ગયો. અમે જમી ઉઠ્યા પછી મેં સહુને બનેલી હકીકત જણાવી. મારા માટે આફ્રિકાના આખા પ્રવાસ દરમિયાન કોઈ પણ આઘાત આપનારો પ્રસંગ બન્યો હોય તો તે આ છે. વરસને અંતે આફ્રિકાથી જ્યારે હું ઘેર આવ્યો અને જ્યારે વિદ્યાર્થીઓ મને હર્ષપૂર્વક વધાવવાને માટે એકઠા થઈ રહ્યા હતા ત્યારે સંસ્થામાં પ્રવેશ કર્યા પહેલાં હું ગં. સ્વ. ત્રિવેણીબેન પાસે ગયો અને સ્વર્ગસ્થ મોટાભાઈનું સ્મરણમાત્રનું પણ ઋણ પતાવીને પછી જ મેં સંસ્થામાં પગ દીધો.

: 3 :

આ આફ્રિકા ખંડની કથા. આફ્રિકા ગયો ત્યારે જે દક્ષિણામૂર્તિ હું મુકતો ગયો હતો તેનાથી બીજા પ્રકારની દક્ષિણામૂર્તિમાં મેં પ્રવેશ કર્યો એમ મને લાગ્યું.

ઈ. સ. ૧૯૨૫ના ફેબ્રુઆરીમાં હું આફ્રિકાથી પાછો આવ્યો. અગાઉના કાર્યક્રમ પ્રમાણે મારે મોમ્બાસામાં પંદરેક દિવસ રોકાઈને પછી દેશ તરફ આવવાનું હતું; પરંતુ મોમ્બાસામાં બરાબર આ વખતે રોગચાળો ફાટી નીકળ્યો એટલે સ્ટીમરના ઉતારુઓની આવજા સદંતર બંધ થઈ હતી.

મારે પણ આ કારણથી મારો કાર્યક્રમ બદલવો પડયો અને ઠેઠ ડેલાગોઆ બેટથી બેઠેલો હું મોમ્બાસા ઉપરથી જ મારા સીધા મુંબઈ આવવાના સમાચાર મેં ભાવનગર તેમ જ મુંબઈ આપી દીધા.

મુંબઈ બંદરે ઉતર્યો ત્યારે મારા મિત્રો શેઠ હરિલાલ અમૃતલાલ, ભાઈ પરમાનંદ કાપડિયા વગેરે બંદર પર હાજર હતા. દક્ષિણામૂર્તિ તરફથી ભાઈ માધવજી મને લેવા માટે આવ્યા હતા. મુંબઈ બંદરે ઊતર્યા પછી ઘેર જઈને ભાઈ માધવજીની સાથે મેં સંસ્થા સંબંધી વાતો કરી ત્યારે જ મારા ખ્યાલ ઉપર આવ્યું કે સ્ટીમર ઉપરથી મોકલેલા મારા તારે ભારે ગોટાળો કર્યો છે. મોમ્બાસા ઊતરવાનું એકાએક બંધ રાખીને હું સીધો દેશમાં આવું છું એ સમાચારથી દક્ષિણામૂર્તિમાં મારાં કુટુંબીજનોને તેમ જ મારા મિત્રોને મોટી દહેશત ઊભી થઈ અને અમારા બેમાંથી એક જણને કેમ જાણે કાંઇ ન બનવા જેવું બન્યું છે એવાં અનુમાનો ઊભરાવા લાગ્યાં. કોઈએ મારા જન્માક્ષર જોવરાવ્યા, કોઈએ મુહૂર્તો પૂછ્યાં. કોઈએ બાધા રાખી, કોઈએ માનતા માની અને મુંબઈને બંદરે બેમાંથી કોણ ઊતરે છે તેની તપાસ કરવા અને તાબડતોબ સમાચાર આપવા ભાઈ માધવજીને મુંબઈ મોકલવામાં આવ્યા હતા એમ મેં જાણ્યું.

મુંબઈ એક દિવસનો આરામ લઈ હું અમદાવાદ જવા નીકળ્યો. અમદાવાદમાં મારો ઉતારો વિદ્યાપીઠમાં હતો. વિદ્યાપીઠમાં ભાઈ ભાસ્કર વગેરે અભ્યાસ કરતા હતા તેમની સાથે એક દિવસ મેં ગાળ્યો અને બાપુની તેમજ વિદ્યાપીઠની અવનવી પ્રવૃત્તિઓ પણ મેં જાણી. સાંજે આશ્રમમાં ગયો

અને બાપુના ચરણમાં નમસ્કાર કરી બેઠો ત્યારે બાપુએ હાસ્ય કરી એક જ વાક્યં ઉચ્ચાર્યું: 'કેમ, આવી ગાયને? કેવડીક કાંટ બાંધીને આવ્યા?' આ શબ્દોથી મારા વાંસામાં એક ધબ્બો મારી મને વિદાય કર્યો અને બીજે કોઈ વખતે નિરાંતે મળવા કહ્યું.

અમદાવાદથી રાતની ગાડીમાં નીકળી સવારે હું ભાવનગર પહોંચ્યો. અમદાવાદ સુધી હરભાઈ મને લેવા માટે સામા આવ્યા હતા. અમે સૌ ગાડીમાં ભાવનગર જતા હતાં ત્યારે વઢવાણ સ્ટેશને સ્વ. ગિજુભાઈ અને તેમની મંડળી અમારી સાથે થઈ. થાકયાપાકયા નાનાભાઈને મધરાતે ન જગાડવા એવો માધવજીનો અને હરભાઈનો વિચાર હશે પણ ગિજુભાઈને મને જગાડ્યા વિના સોરી વળે તેમ ન હતું; એટલે રીતસર મારા ડબામાં આવી મને જગાડ્યો અને રાતના દોઢથી સવારના છ સુધી સૌએ સાથે મળીને કંઇ કંઈ વાતો કર્યા જ કરી. વઢવાણથી ભાવનગર પહોંચતાં સુધીના એ છ સાત કલાકો અને તોફાનમસ્તી હજી આજે પણ મારી આંખ આગળ તરે છે.

મારાં બે બાળકોને અને મારી સ્ત્રીને પૂરા બાર મહિના પછી મેં જોયાં. મારી સ્ત્રી માટે આ લાંબો કાળ તપશ્ચર્યાનો અને વ્રતોનો હતો એમ પણ મેં જોયું. આપણાં આર્યસંસારમાં દેખાતી અભણપણાની નીચે કેટલી ભારે શ્રદ્ધા છુપાઇ રહેલ છે તેનું સૌથી વધારે ભાન મને અહીં તે દિવસે થયું.

આવ્યા પછી એક જ અઠવાડિયાની અંદર મને ભાસ થયો કે દક્ષિણામૂર્તિનું ઐક્ય તૂટ્યું છે; અને નાનાભાઈ

આજ સુધી સૌને સમાન હતા એને બદલે હવે એક પક્ષકાર હોય તેવી માન્યતા ઊભી થઈ છે. જે દિવસે મને આ ભાસ થયો તે દિવસે જ મારા મિત્રો સમક્ષ આ વાત છેડી હોત તો મને ખાતરી છે કે સસ્થાનો એકેએક કાર્યવાહક મારી વાતને હસી કાઢત; અને છતાં મારી આ વાત આખરે સો ટકા સાચી હતી-છે એમ મેં જોયું છે.

બરાબર આજ વખતે બાપુનું અમરેલી આવવાનું થયું અને મને તેમણે અમરેલી તેડાવ્યો. બાપુનો અમરેલીનો કાર્યક્રમ ભરચક હતો તોપણ તેમણે મને પૂરો અર્ધો કલાક આપ્યો અને વાતચીત દરમિયાન એક જ વાત, તેમણે ભાર દઈને મારા ધ્યાન પર મૂકી; "નાનાભાઈ! તમે તમારી શકિત ફંડ કરવા પાછળ રોકો છો એ બરાબર નથી તમારે એ ભાર તમારા મિત્રો ઉપર નાખી દેવો જોઈએ. તમારે તો સ્થાન પર જ રહીને સંસ્થાને તેમ જ વિદ્યાર્થીઓને ઘડવામાં જ તમારો વખત ગાળવો જોઈએ. બહારની આળપંપાળ બીજા કોઈને સોંપો." બાપુનાં આ વેદવાક્યો હજી આજે પણ મારા હૃદયમાં ગુંજે છે. પરંતુ તે દિવસે આ વસ્તુ શકય ન હતી તેથી જ હું બાપુને મારી અને સંસ્થાની અશકિત જાહેર કરી શકયો નહીં. મેં સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કર્યું હતું કે રીતસર કામ કરવામાં અને પ્રયોગો કરવામાં મારો મોહ મને જરૂર પડયે પૈસા મેળવવા માટે પણ ધકેલે છે. ઉપરાંત મેં જણાવ્યું : "બાપુ! હું પૈસા મેળવવા માટે બહાર ફરીશ ત્યારે પણ મારા મિત્રો મારી સંસ્થાને જફા પહોંચવા નહીં દે એવો મારો વિશ્વાસ છે." બાપુ મારી બધી વાત સાંભળી રહ્યા, પોતાની લાક્ષણિક રીતે હસ્યા

અને એક પણ શબ્દ બોલ્યા વિના મારી વાત સ્વીકારતા ન હોય એમ તેમણે ડોકું ધૂણાવ્યા કર્યું. ત્યાર પછી તો આવતાં બે વર્ષ સુધી મારે બહાર ન જવું અને આર્થિક પ્રશ્નનો ઉકેલ બાપુ પોતે જ લાવે એવો વિચાર ઊભો થયો; અને હું આવતાં બે વર્ષ માટે નચિંત થઈને સંસ્થામાં પગ બાંધીને રહું એવું મેં બાપુને વચન આપ્યું.

: ૪ :

બીજી તરફ સંસ્થા પોતાના વિચારોનો સમાજમાં પ્રચાર કરવા માટે થનગની રહી હતી. આવા પ્રચાર માટે હું આફ્રિકા હતો તે દરમિયાન સંસ્થાએ મને પૂછવાની પણ રાહ જોયા વિના 'દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક' શરૂ કર્યું હતું અને આ ત્રૈમાસિકના લેખોએ ગુજરાતની કેળવણીની આલમમાં એક જબ્બર ધડાકો કર્યો હતો.

આવા પ્રચારની સાથે સાથે દક્ષિણામૂર્તિએ આ વર્ષે પહેલું મોન્ટીસોરી સંમેલન ભર્યું. આ સંમેલનના પ્રમુખ તરીકે શ્રીમતી સરલાદેવી સારાભાઈને અમે નોતર્યા.

અમારું આ મોન્ટીસોરી સંમેલન ઘણું સફળ થયું. સંમેલનમા શ્રીમતી સરલાબેનની સાથે આખું સારાભાઈ કુટુંબ અમારે આંગણે આવ્યું અને અમારા સંમેલનને એમણે પોતાની રીતે દીપાવ્યું. આ સંમેલનને અંતે અમે મોન્ટીસોરી સંઘની સ્થાપના કરી અને તે દિવસથી માંડીને આજ સુધી એક પણ દિવસના ગાળા વિના શ્રી સરલાદેવી તેનાં પ્રમુખ રહ્યા છે. સદ્‌ગત ગિજુભાઈ જીવ્યા ત્યાં સુધી મોન્ટીસોરી સંઘના મંત્રી તરીકે તમામ ભાર તેમણે જ વહ્યો અને મોન્ટીસોરી સંઘના મુખપત્ર તરીકે

'શિક્ષણપત્રિકા' નામનું માસિક તેમણે પોતાના સ્વાભાવિક વેગથી શરૂ કર્યું.

આ બધી પ્રવૃત્તિઓ શરૂ કરતી વખતે દક્ષિણામૂર્તિએ નાનીમોટી કાયદાબંધનની વિગતોનો વિચાર કર્યો ન હતો અને આવો વિચાર ન કર્યો એનો આજે પણ અને પશ્ચાતાપ નથી. દક્ષિણામૂર્તિનું મંડળ કેળવણીની કોઈ પણ કલ્યાણકારી પ્રવૃત્તિમાં સાથીદાર થઈ શકે તો થવાનો અમારો મનોરથ હતો, અને આવા મનોરથની પ્રેરણાથી જ મોન્ટીસરી સંઘ અને 'શિક્ષણ પત્રિકા'એ બન્ને ખુદ દક્ષિણામૂર્તિની પ્રવૃત્તિઓ ન હોવા છતાં દક્ષિણામૂર્તિએ તેને પોતાની જ પ્રવૃત્તિ તરીકે ચલાવી અને સદ્ગત ગિજુભાઈના અવસાન પછી 'શિક્ષણ પત્રિકા'ની આવકના દસેક હજાર રૂપિયા જેટલી રકમ મોન્ટીસોરી સંઘના નવા વ્યવસ્થાપક મંડળને સોંપી.

મોન્ટીસોરી સંઘના અને 'શિક્ષણ પત્રિકા'ના આ કાર્યમાં ગિજુભાઈની પડખે રહીને પ્રેરણા આપનાર શ્રી તારાબેન મોડક હતાં. શ્રી તારાબેન મોડક 'દક્ષિણામૂર્તિ'માં જોડાયાં તે પહેલાં બાર્ટન ફીમેલ ટ્રેઇનીંગ કૉલેજના પ્રિન્સિપલ હતાં. દક્ષિણામૂર્તિની વાતો સાંભળી એક વખત તેઓ દક્ષિણામૂર્તિની મુલાકાત લેવા આવ્યાં. અને પોતે શોધતાં હોય એવું જ ક્ષેત્ર કેમ જાણે પોતાને મળી ગયું છે એવા વિચારથી તેમણે દક્ષિણામૂર્તિમાં જોડાવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી અને આખરે રાજકોટ છોડીને તેઓ દક્ષિણામૂર્તિમાં આવ્યાં. શ્રી તારાબેનના આવવાથી દક્ષિણામૂર્તિમાં અને દક્ષિણામૂર્તિના અને કાર્યકર્તામંડળમાં એક નવી જાતની ભાત પડી અને અમારા સમગ્ર પ્રયોગમાં એક નવા પ્રકારની મીઠાશ

ામળતા અને આદર ઊભાં થયાં. શ્રી તારાબેનનો દક્ષિણા-
ર્તિના સમગ્ર જીવનમાં આ ફાળો મારા મનથી નાનોસૂનો
નથી. દસેક વર્ષ સુધી દક્ષિણામૂર્તિને અખંડ સેવા આપીને
તારાબેન એક દિવસ જ્યારે છૂટાં પડ્યાં ત્યારે કેમ જાણે
દક્ષિણામૂર્તિની મીઠાશ, કોમળતા અને આદર દક્ષિણામૂર્તિ-
માંથી અલોપ થયાં.

આ રીતે જોતાં મોન્ટીસોરી સંમેલન એ માત્ર દક્ષિણા
મૂર્તિના સાધારણ બનાવોમાંનો એક બનાવ ન હતો પરંતુ
ઘણાં મોટાં પરિણામો ઉપજાવી શકે એવી એક પ્રવૃત્તિનું એ
બીજ હતું આ મોન્ટીસોરી સંમેલન પછી ખુદ દક્ષિણા-
મૂર્તિમાં છાત્રાલય સંમેલન ભરાયું અને ગુજરાત–કાઠિયાવાડમાં
બીજાં છાત્રાલય સંમેલનો ઊભાં થયાં; અને આ સર્વના શુભ
પરિણામ રૂપે દક્ષિણામૂર્તિમાં અધ્યાપન મંદિરની એક વ્યાપક
પ્રવૃત્તિનો જન્મ થયો. દક્ષિણામૂર્તિની નાની દેખાતી પ્રવૃત્તિ-
ઓનો એક ખાસ ગુણ એ હતો કે એ પ્રવૃત્તિ શરૂઆતમાં
નાની દેખાતી હોવા છતાં તેના ગર્ભમાં વિસ્તારની મોટી
શકયતા પડેલી હતી; અને તેથી જ એવી નાની પ્રવૃત્તિઓની
પણ કેળવણીની દૃષ્ટિથી અમને ઘણી ઉપયોગિતા જણાઈ.

: ૫ :

આ વર્ષો એ જ મારાં ગુજરાત વિદ્યાપીઠમાં કુલનાયક તરીકેના
વર્ષો હતાં * ગુજરાત વિદ્યાપીઠના કુલનાયક તરીકેનાં આ બે

* રા. મુ નાનાભાઈ ૬–૧૨–૨૫ થી ૨૮–૧–૨૮ સુધી
ગુજરાત વિદ્યાપીઠના કુલનાયક હતા.

વર્ષોએ મારા જીવનમાં એક જુદી જ ભાત પાડી છે. મારી કુલનાયક તરીકે રીતસર વરણી થઈ તે પહેલાં શ્રી કિશોરલાલ મશરુવાળાએ એક કાગળમાં તેનો ઉલ્લેખ કર્યો હતો અને જો બાપુ તે વાત ઇચ્છતા હોય તો મારે તે પદનો સ્વીકાર કરવો એવો મિત્ર તરીકે મને આગ્રહ કર્યો હતો. ત્યાર પછી તો એક દિવસ અચાનક બાપુએ તાર કરી મને અમદાવાદ બોલાવ્યો. અમદાવાદ જઈને હું સીધો બાપુને મળ્યો ત્યારે ગુજરાત વિદ્યાપીઠની ચાલુ સ્થિતિ વિષે મને થોડીક વાત કર્યા પછી તેમણે કહ્યું; "તું જઈને આચાર્ય કૃપલાણીને તેમ જ આચાર્ય ગિદવાણીને મળ અને તને જો કુલનાયક તરીકે મૂકવામાં આવે તો તેઓ તને કેવો સાથ આપશે તે જાણી લે. સાથે સાથે ભાઈ રામનારાયણ પાઠકની મંડળીને પણ મળજે અને તેમની નાડ પણ તપાસી લેજે."

મારે કુલનાયક થવું હોય તો મારે આ બધા મિત્રોનો સક્રિય સહકાર શોધવો એ યોગ્ય ગણાય. પણ મને પોતાને જો કુલનાયક થવાની ગરજ ન હોય તો મારે આવો સહકાર ભીખવા શા માટે જવું તે હું સમજી શકેલો નહીં. પરંતુ આ આખાય પ્રશ્નની નૈતિક બાજુ અને વ્યવહાર બાજુ બાપુએ પોતાની દૃષ્ટિથી મને સમજાવી અને તે સમજણ પ્રમાણે ચાલવાનો મને અનુરોધ કર્યો એટલે તે મેં માથે ચડાવ્યો અને હું આચાર્ય કૃપલાણીને મળવા ગયો. કૃપલાણીજી ગુજરાત વિદ્યાપીઠમાં જ રહેતા હતા. હું આ પહેલાં તેમને ઓળખતો હતો ખરો પણ અમે બન્ને નજીક આવેલા નહીં. હું ગયો ત્યારે આચાર્ય કૃપલાણી, આચાર્ય મશ્કાની અને વિદ્યાપીઠના મહામાત્ર નંદલાલ શાહ વિદ્યાપીઠના એક ઓર-

ડામાં બેઠા બેઠા ચાપાણી પીતા હતા. હું તેમને મળ્યો અને તેમણે પોતાના પૂરેપૂરા સહકારની ખાતરી આપી. એ જ પ્રમાણે આચાર્ય ગિદવાણીજીનો પણ મને સહકાર મળ્યો. ભાઇ રામનારાયણ પાઠકની સાથેનો મારો સંબંધ તો એટલો બધો જૂનો હતો કે તેમના સહકારનો સવાલ જ ન હતો; છ-ાં તેમને મળીને તેમનો સહકાર પણ હું મેળવી શકયો. આ રીતે વિદ્યાપીઠના બધા પક્ષોના મતો ( votes ) મારા ખિસ્સામાં લઇને હું બાપુ પાસે ગયો અને મતો ( votes ) બાપુ પાસે રજૂ કર્યા. આ સાંભળીને તેઓ પ્રસન્ન થયા.

મને આ વખતે દક્ષિણામૂર્તિમાં માસિક રૂપિયા એંશીનો પગાર મળતો હતો; એટલે હું વિદ્યાપીઠમાં રહું તે દિવસનો મારો ખાવાપીવાનો ખર્ચ વિદ્યાપીઠ તરફથી રસોડાને ચૂકવી દેવાય એવી સમજણ થઇ હતી.

વિદ્યાપીઠનો અધ્યાપકવર્ગ વ્યકિતગત રીતે ઘણો સમર્થ અને પ્રતિભાસંપન્ન ગણાય. આચાર્ય ગિદવાણીજી, આચાર્ય કૃપલાણીજી, પ્રાધ્યાપક રામનારાયણ પાઠક, પંડિત સુખલાલજી, પંડિત જિનવિજયજી, પંડિત ધર્માનંદ કોસંબી, આચાર્ય કાલેલકર–આ સર્વમાંની એક એક વ્યકિત એક એક સમર્થ સંસ્થા ચલાવી શકે એવી પ્રતિભાસંપન્ન હતી; પણ મેં આપણા શાસ્ત્રોમાં વાંચેલું કે કોઈ પણ એક દેશમાં બે ચક્રવર્તી રાજા રહી શકે નહીં; એ જ પ્રમાણે આપણા કવિઓ કહે છે કે એક જ વનમાં બે કેસરી સિંહો જીવી શકે નહીં. વિદ્યાપીઠમાં બધા કેસરી સિંહો એક બીજા સાથે ગોઠવાઇ ન શકયા હોય એને લીધે તો આમ ન બન્યું હોય ? એટલે વિદ્યાપીઠનાં મારા બે વર્ષો નવી યોજનાઓમાં જવાને બદલે

'વિદ્યાપીઠની અંદર' જે વિક્ષેપો અને ભાંજગડો ચાલતાં હતાં તેને દૂર કરવામાં ગયાં.

વિદ્યાપીઠના મિત્રોનો પરિચય મારે માટે મહામૂલો હતો. હું વિદ્યાપીઠમાં જોડાયો તે પહેલાં ઘણા લોકોએ મને સરદાર વલ્લભભાઈ પટેલ માટે ઠીક ઠીક બિવડાવેલો. મને કહેવામાં આવેલું કે મારે સરદારની જોહુકમીને વશ રહીને જ વર્તવું પડશે; પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે સરદાર વલ્લભભાઈ પટેલનો મારો અનુભવ આના કરતાં સાવ જુદો જ થયો. વિદ્યાપીઠના કુલનાયક તરીકે મેં જ્યારે જ્યારે સરદારની સલાહ લીધી છે ત્યારે ત્યારે મને એમના મીઠા જ અનુભવ થયા છે. તે ઉપરાંત પણ તે દિવસથી માંડીને ઠેઠ સુધી એમની સાથેના મારા સંબંધો કેવળ મીઠાશવાળા જ અને મમતાવાળા જ રહ્યા છે. વિદ્યાપીઠમા હતો ત્યાં સુધી મારી કોઈ પણ યોજનાને સરદારે નકારી હોય એવું મારા ધ્યાનમાં નથી. વિદ્યાપીઠને રૂપાન્તર આપવાનો પ્રસંગ ઊભો થયો ત્યારે પણ સરદાર તેમ જ પૂજ્ય બાપુએ મારા સૂચનોને પૂરેપૂરું વજન આપ્યું છે, અને વિદ્યાપીઠથી હું છૂટો થયો ત્યાર પછી સરદારે મને પોતાના એક નાના ભાઈ જેવો ગણીને પોતાની પાસેનું સ્થાન આપ્યું છે. સરદાર ઉગ્ર રાગદ્વેષવાળા આદમી છે, તેનનાં રાગો તેમજ દ્વેષો જલદી ઘડાતા નથી અને ઘડાયા પછી જલદી દૂર થતા નથી એવી તેમને વિષે લોકવાણી હતી તે હું જાણતો હતો. હું પોતે શિક્ષણના ક્ષેત્રમાં અને બાપુના રચનાત્મક કાર્યક્રમમાં થોડુંઘણું જાણતો હોવા છતાં રાજકારણમાં બિલકુલ નમજતો નથી અને સમજવાનો પણ નથી એ વાત સરદારના ધ્યાન બહાર ન

હની. છતાં પણ મારા તરફ તેમની મમતા તે દિવસથી છેક સુધી ચાલુ જ રહી.

ગુજરાત વિદ્યાપીઠમાંથી છૂટયા પછી અનેક પ્રસંગોએ મને સરદારના નાનામોટા અનુભવો થયા છે, અને, આવા અનુભવોમાં એમની કડક ટીકાનો સ્વાદ પણ મને નથી મળ્યો એમ કહી ન શકાય. એક વખત અમે સૌ તીથલમાં બાપુને નિવાસે એકઠા મળ્યા હતા. નરહરિભાઇ, કિશોરલાલભાઈ, મહાદેવભાઇ, મગનભાઇ, જુગતરામભાઈ, સ્વામી આનંદ, સરદાર, હું, શ્રી ઘનશ્યામદાસ બિડલા વગેરે સૌ હાજર હતા. આ પ્રસંગે પ્રાથમિક શિક્ષણની અને ગુજરાત વિદ્યાપીઠ ચર્ચા ચાલતી હતી. ચર્ચા દરમિયાન સરદારે પોતાની લાક્ષણિક શૈલીથી એક ટીકા કરી. "દક્ષિણામૂર્તિએ પણ ટંકશાળની છાપ મારીમારીને બાલમંદિરના શિક્ષકોને ગુજરાતમાં ચલણી નાણાં તરીકે મોકલી દીધાં છે." આ ટીકા સાભળી મારું મન તો દુખાયું જ પણ અમારી સભા પણ ઘડીભર ટાઢી-થઈ; અને થોડી વારે અમે સૌ છૂટા પડ્યા. સરદારની આ ટીકાનું હાર્દ સાચું હતું. કારણ કે અમદાવાદનાં બાલમંદિરો વેપારીની હાટડીઓ જેવાં બનતાં જતાં હતાં. પરંતુ એવી બેચાર વ્યક્તિઓના દોષોની ખાતર દક્ષિણામૂર્તિ ઉપર તેના બાલ અધ્યાપનમંદિરના પ્રયોગ ઉપરની આ ટીકા મને જ વસમી લાગી એમ નહીં પણ સ્વામીને, શ્રી કિશોરલાલભાઈને અને ખાસ તો શ્રી મહાદેવભાઈને વસમી લાગી; અને તે સૌએ આ વસમી ટીકા સંબંધમાં સરદારનું ધ્યાન ખેંચ્યું. મારે આ સંબંધે કશું કહેવા પણું હતું નહીં. છતાં આ પ્રસંગ પછી તરત જ હું જોઈ શકયો કે સરદાર પોતે-જ મારા દુઃખથી દુઃખી થયા હતા.

આવા બીજા ત્રણચાર નાનામોટા પ્રસંગોએ સરદારની ઉપરથી દેખાતી કડકાઈનાં હાડમાં કેટલી કોમળતા ભરી હતી તે મેં અનુભવ્યું છે.

વિદ્યાપીઠ કાળનો એવો જ બીજો પરીચય શ્રી કિશોરલાલભાઈ મશરુવાળાનો. વિદ્યાપીઠના આદિકાળથી કિશોરલાલભાઈ સાથેનો મારો સંબંધ આશ્રમનાં બીજા ભાઈઓના કરતાં વધારે નિકટનો તો હતો જ. શરૂઆતનાં વર્ષોમાં જ્યારે જ્યારે આશ્રમમાં જવાનું બનતું ત્યારે મારો ઉતારો શ્રી કિશોરલાલભાઈને ત્યાં જ રહેતો. એનું એક કારણ એ હતું કે મારા સનાતની આચારને શ્રી કિશોરલાલભાઈને ઘેર રહેવું વધારે ફાવતું. તદુપરાંત હું વિદ્યાપીઠમાં આવ્યો તેની પાછળ કોઈનો વધારે હાથ હોય તો તે શ્રી કિશોરલાલભાઈનો હતો એમ હું સમજું છું. દક્ષિણામૂર્તિ સંસ્થાની કાર્યપદ્ધતિથી કિશોરલાલભાઈ ઘણા પ્રસન્ન હતા અને આ જાતની કાર્યદક્ષતાથી વિદ્યાપીઠમાં પણ એક જાતનો મોટો લાભ થશે અને વિદ્યાપીઠનાં અંદર અંદરના તત્ત્વો વચ્ચે વધારે સુમેળ ઊભો થશે એવી એમની આશા હતી. હું વિદ્યાપીઠમાં આવ્યો ત્યારથી તે મેં વિદ્યાપીઠ છોડી ત્યાં સુધી કિશોરલાલભાઈએ અનેક નાનામોટા પ્રસંગોએ વિદ્યાપીઠના આંતર વહીવટમાં મને માર્ગસૂચન કર્યું હતું અને અજાણપણે મને ભૂલ કરતો બચાવી લીધો હતો. પરંતુ આ સબંધ કેવળ વિદ્યાપીઠ પૂરતો જ ન રહ્યો. જે વધારે નિકટતા વિદ્યાપીઠમાં ઊભી થઈ તે ઉત્તરોત્તર વધતી ગઈ અને તે ઠિક ઠેક સુધી કિશોરલાલભાઈના જીવનની ઉગ્ર મુવાસમાં એમણે નિરંતર મને ભાગીદાર બનાવ્યો હતો. જીવનને ઉગ્ર વિવેકબુદ્ધિથી તપાસનાર અને એ વિવેકબુદ્ધિની આડે આવતી

સૂક્ષ્મ છતાં ભ્રામક જાળોને નીડરતાથી કાપનાર શ્રી કિશોરલાલભાઈ જેવા સાથી બહુ થોડા માણસોના પ્રારબ્ધમાં હોય છે. એમના જેવાની મૈત્રી માણસને ભાગ્યશાળી બનાવે છે.

: ૬ :

બે વર્ષની સેવા બાદ હું ગૂજરાત વિદ્યાપીઠનાં કામમાંથી છૂટો થયો અને ફરીથી દક્ષિણામૂર્તિના કામમાં મારું મન મેં પરોવ્યું. વિદ્યાપીઠમાં હતો તે દરમિયાન દક્ષિણામૂર્તિને બાહ્ય દષ્ટિથી તપાસવાનો પણ મને સારો લાભ મળ્યો અને એ રીતે જોતાં દક્ષિણામૂર્તિનું નવવિધાન કરવાના કેટલાય મનોરથો મારા મનમાં ઊભા થયા.

દક્ષિણામૂર્તિના છાત્રાલય જીવનની એક વિશિષ્ટતા એ હતી કે અમારા છાત્રાલયજીવનમા અમે વધુ પડતા આગ્રહથી કોઈ અમુક ઢબને ઊભી કરી ન હતી. અમારા છાત્રાલયજીવનમા અમારા સંચાલકોના જીવનનું યથાર્થ પ્રતિબિંબ પડતું અને અમારી વિશિષ્ટતા તેમજ અમારી નબળાઈ બંને અમે છાત્રાલય જીવનમાં જોઇ શકતા. માત્ર અમારી મોટામાં મોટી ત્રુટી હોય તો તે એ હતી કે અમે શિક્ષણશાસ્ત્રના પ્રયોગો કરતા હતા તેવી રીતે અમે તેટલા આગ્રહથી જીવનશાસ્ત્રના પ્રયોગો કરતા ન હતા. આનું પરિણામ એ આવ્યું કે જેમ જેમ માણસ જીવનશાસ્ત્રની દૃષ્ટિથી વધારે વધારે ઊંચી કક્ષાએ પહોંચતો જાય તેમ તેમ છાત્રાલય જીવન કેળવણીની દષ્ટિથી વધારે ઊંચી કક્ષાએ જવું જોઇએ એવું દક્ષિણામૂર્તિમાં ન બન્યું.

: ૭ :

એક વખત દક્ષિણામૂર્તિનો એક વિદ્યાર્થી વીજળીના કારખાનાના હોજમાં મરી ગયો. અમે સૌ આ દિવસોમાં પાવર હાઉસના હોજમાં નહાવા માટે જતા. હું પણ નહાવા-તરવારમાં સાથે હતો. આ બનાવના દિવસે પણ અમે સૌ સંખ્યા ગણીને નહાવા ગયેલા ને સંખ્યા ગણીને પાછા ફર્યા. પણ સંખ્યા-ગણતરીમાં કાં તો ભાઈ અમીચંદની ભૂલ થઈ અથવા તો હું જુદું સમજ્યો, પણ એક ભાઈ પાછળ રહી ગયો.' એનું નામ હતું તુલસીદાસ. એ તરતાં તરતાં થાકી ગયા હશે.' અમે ઘર તરફ ચાલ્યા ત્યારે જો અમને ખબર પડી હોત તો અમે એને તરત જ બહાર લીધો હોત ને બચાવ્યો હોત; પણ અમે તો ચાલ્યા ગયા! બીજે દિવસે સવારે તુલસીદાસનું મડદું તર્યું એટલે પાવર હાઉસથી અમને ખબર મળ્યા. હું ત્યાં દોડ્યો, પણ શા કામનો? મને ત્યા મૂર્છા આવી, પણ શા કામની?

તુલસીદાસના અવસાનથી મને જબ્બર ધક્કો લાગ્યો; મેં ગૃહપતિ તરીકેની મારી ગેરલાયકાત સ્વીકારીને દક્ષિણામૂર્તિમાંથી છૂટા થવાનું વિચાર્યું. પણ આખરે મિત્રોના અને પૂજ્ય બાપુના સાંત્વનથી મનને શાંત કર્યું. તે દિવસે પ્રાર્થનામંદિરમાં મળેલી ચોકસભામાં બોલેલો, "તુલસીદાસ તો મને એના માબાપે સોંપેલી થાપણ હતી. એ ગયો એના કરતાં મારા પોતાનો બાબુ ગયો હોત તો મને ઓછો આઘાત થાત! નસીબયોગે બન્યું એવું કે મારા દીકરા બાબુએ મારા બાપુજીની વાત એની બાને કરી; બાપુ પછી થોડા દિવસોમાં એ પોતે

માંદો પડીને ચાલતો થયો.

મારા માટે તેમ જ બાળુની મા માટે જીવતરના નિચોડ સમા ફરજંદને વળાવવાનો આ પહેલો જ પ્રસંગ હતો એટલે આ પહેલો આઘાત ઘણો સખત હોય એમાં શંકા નથી. સ્મશાનથી ઘેર પાછા આવીને અને સગાકુટુંબીઓને વળાવીને અમે બેઠા ત્યારે અમે બન્નેએ બારણું બંધ કરીને નિરાતે રોઇ લીધું. અને તેની સાથે મારા નાના દીકરાઓ બચુ–બદુકનો વિચાર કરીને, એ લોકો હેબતાઇ ન જાય એ ખાતર અમારા આંસુ પણ અમે જાતે જ લોહી લીધાં.

મને પોતાને મારા માટે એક જાતનું છૂપું અભિમાન હતું કે આવા આવા બનાવો જગતમા બન્યા જ કરે છે એટલે તેનાથી માણસે કલેશ કરવો ન જોઇએ. હુ પોતે ગીતા–ઉપનિષદ્‌નો અભ્યાસી હતો અને ધર્મને સમજનારો ગણાતો; એટલે મારા મનમા મૃત્યુ સબંધી જે કાંઈ વેદાંતજ્ઞાન ભર્યું હતું અને જે જ્ઞાનનો મેં આજ સુધી દાવો કર્યો હતો તે જ્ઞાનનો મારા પોતાના જીવતરમા ઉપયોગ કરવાનો વખત આવે ત્યારે મારે ટકી રહેવું જોઇએ અને સાધારણ વ્યવહારના માણસની માફક કલેશ કરવાને બદલે જ્ઞાનીની માફક વર્તવું જોઈએ, આવી જાતનું છૂપું અભિમાન મારા મનમાં ઘોળાતુ હતુ. એને લઇને મેં રોકકળનો કલેશ તો ન કર્યો પરંતુ મારી પાસે ખરખરો કરવા આવનાર માણસની સાથે વાતચીતમા પણ મારા મનને મેં અડગ રાખવાનો આગ્રહ રાખ્યો.

દરરોજ સાંજે અમે ભાગવદ્‌ગીતા વાચવાનું શરૂ કર્યું અને દસ દિવસને અંતે બાળાભોળાને જમાડવાની તેની બાની

ઇચ્છા થઈ તેનો પણ મેં વિરોધ કર્યો. સામાજિક દૃષ્ટિથી આ ફેરફારો મારે કરવા જ જોઈએ એમ મને લાગ્યું. પરંતુ આ સામાજિક ફેરફારોની પાછળ અમારા મનમાં જે પરિવર્તન થવું જોઈતું હતું તે થયેલ નહીં તેની ખબર મને ઘણી મોડી પડી જે ઘણી વહેલી પડવી જોઈતી હતી.

મારો દીકરો બાબુ ગુજરી ગયો તે પહેલાં થોડે વખતે ગિજુભાઈનો દીકરો શતુ ગુજરી ગયો હતો. મારી માફક જ જ્ઞાનના અને કડકાઈના અભિમાનથી ગિજુભાઈએ એ દિવસોમાં રોકકળ બંધ કરેલી અને મનને કઠણ કરીને એ અવસરને ઝીલવાનો પ્રયત્ન કરેલો. આ કડકાઈનું પરિણામ એ આવ્યું કે શતુ ગયાને દસ-અગિયાર દિવસ થયાં ત્યાં એક દિવસ રાતે ગિજુભાઈ પોતાના ઘરમાં એકાએક પડી ગયા. પડી જતાંની સાથે જ જડીબહેને મને સાદ પાડ્યો અને હું ત્યાં પહોંચ્યો ત્યાં તો ગિજુભાઈને ઝાડોપેશાબ છૂટી ગયા અને તેઓ બેભાન થઈ ગયા. મેં તુરંત ડૉ. કાણેને બોલાવ્યા. પંદરેક મિનિટ પછી ગિજુભાઈને ભાન આવ્યું એટલે તેમને સાફ કરીને અમે ખાટલામાં લીધા. ત્યાર પછી ડૉક્ટર આવ્યા, પહેલાં અને તે પછી ગિજુભાઈ મનને મોકળું મૂકીને ધ્રુસકે ધ્રુસકે રડયા. આ પ્રસંગે મેં જ મિત્રોને જણાવ્યું હતું કે અંતરના દર્દને આ પ્રમાણે રોકવું એમાં જોખમ છે અને રોઈને મન હળવું કરવાની દરેક માણસને જરૂર છે. શતુના અવસાન વખતે આવા ડહાપણના શબ્દો બોલનારો હું જ મારી શીખામણ ભૂલી ગયો અને બાબુના અવસાન પ્રસંગે મારા મનને કઠણ રાખીને વર્ત્યો.

બાબુને ગયા દસ દિવસ થયા ત્યાં મારા નવા અવતરેલા જગદીશને શીતળા નીકળ્યાં. જગદીશની ઉંમર આ વખતે બે

અઢી માસની હશે મારું અને બાળુની બાનું મન જગદીશની સારવારમાં રોકાયું એટલે ઘડીભર બાળુ વિસારે પડયો; પણ જગદીશનાં શીળી આખરે જીવલેણ નીકળ્યાં અને શીળી નીકળ્યાને અઢારમે દિવસે જગદીશ પણ ઊડી ગયો. આ રીતે માળામાંથી એકી સાથે બે પંખી ઊડી ગયાં તેનો આઘાત ભારે લાગ્યો; જગદીશ ગયા પછી બાળુની બા બે દિવસ માટે ખોળો વિસામવા એને પિયર ગઈ અને હું એક રાત્રે તાવની બીમારીમાં પડ્યો. મારા આ તાવે મારા મિત્રોને ગભરાવ્યા. ડા. કાણે પણ ગભરાયા અને તેમણે રાતે ને રાતે બાળુની બાને પાછી બોલાવી લીધી. મને પોતાને આ તાવ જીવલેણ જેવો લાગ્યો એટલે હું જાઉં તો મારી પાછળ સંસ્થાની અને કુટુંબની કેવી જાતની વ્યવસ્થા કરવી તેની આખી યોજના હું ગિજુભાઈ ને લખાવવા બેઠો. અને ગિજુ-ભાઇ પણ ભયભીત થઈ ને લખવા બેઠા. કહે છે કે મારા શરીરનો ગરમી આ વખતે લગભગ ૯૬ જેટલી થઇ ગઈ હતી. ત્યાર પછી ડૉ. કાણેની દવાથી અને કૉફી વગેરે પીવાથી શરીરમાં ગરમી વધવા લાગી અને સવારે તો રીતસર તાવ શરૂ થયો. આ દિવસથી મારી લાંબી માંદગી–પૂરા એક વર્ષની માંદગી-શરૂ થઇ.

માંદગીના છેલ્લા દિવસોમાં હું પંચગની હવાફેર કરવા ગયો હતો.

હું પંચગનીથી આવ્યો ત્યાર પછી મારી ગેરહાજરીમાં બનેલા સંસ્થાના અનેક નાનામોટા બનાવો મારી પાસે રજૂ થયા. એમાંનો એક પ્રસંગ અહીં નોંધુ છું. મારી ગેરહાજરી દરમિયાન મારા હસ્તકનો નિયામકનો ચાર્જ શ્રી ગોપાળરાવ

પાસે રહ્યો ભાઈ જેઠાલાલ વિઠલજી મહેતા બન્ને ઓફીસના કારકુન હતા. એક વાર શ્રી ગિજુભાઈએ નાણાંને અંગે શ્રી જેઠાલાલ પાસે માગણી કરી અથવા તો તેમને હુકમ કર્યો. ભાઈ જેઠાલાલે શ્રી ગોપાળરાવને પૂછીને તેનો અમલ કરવા નમ્રતાથી જણાવ્યું એટલે ગિજુભાઈ ઉકળી ગયા, અને ભાઈ જેઠાલાલને બરતરફ કરવા તૈયાર થયા પણ ગોપાળરાવને જેઠાલાલનો દોષ તો ન લાગ્યો પણ શ્રી ગિજુભાઈની માગણી યથાર્થ ન હતી એમ લાગ્યું, એટલે જેઠાલાલને બરતરફ કરવા સામે ગોપાળરાવે વાંધો ઉઠાવ્યો આનું પરિણામ એ આવ્યું કે ગિજુભાઈ અને ગોપાળરાવ વચ્ચે આંટી પડી અને ગરમીમાં ને ગરમીમાં તેનાથી હરભાઈને કહી જવાયું હશે : "હરભાઈ! ગોપાળરાવનું નમાલિક અને પ્રકાશન મંદિર સારું ચાલે છે તેથી ગોપાળરાવ ફાટ્યા છે હવે આપણે એમને લેખ જ આપશું તો કે?" ગરમી તો બે ચાર દિવસે ઓછી થઈ અને એ જ ગિજુભાઈ અને એ જ ગોપાળરાવ ધમધોકાર કામ કરવા લાગી ગયા પણ કાચના વાસણને તડ પડે છે તે સંધાતી નથી. પંચગનીથી પાછો ફર્યો ત્યારે એક વાર ગિજુભાઈએ મને એકાંતમાં કહ્યું "નાનાભાઈ! તમે ગોપાળરાવને તમારા સી. આઈ. ડી. તરીકે મૂકી ગયા હતા ના?" તે દિવસથી માંડીને ગોપાળરાવ ગુરુ-દક્ષિણામૂર્તિમાં માન માણસ ગણાતા દક્ષિણામૂર્તિમાં નાનું શું પાપ પ્રગટ્યું હું પોતે નાનાભાઈ મટીને મારી સંસ્થામાં પક્ષકાર ગણાઉં એ મારા માટે અસહ્ય હતું. હું પોતે માત્ર આ એક જ વાત પર સંસ્થા છોડવા તૈયાર થયો અને ગિજુભાઈ તથા હરભાઈ બન્નેને તેમ જણાવી પણ દીધું. પણ અમારી ખાનગી બેઠકમાં ગિજુભાઈએ પોતાના વિચાર અને વાણી ફેરવી નાખ્યા અને સંસ્થાની મમતાને લીધે મેં મારા મિત્રોમાં ફરીથી એ જ શ્રદ્ધા મૂકી.

: ૯ :

ઇ સ. ૧૯૩૦માં જ્યારે બાપુએ મીઠાના સત્યાગ્રહની વાત દેશ પાસે મૂકી ત્યારે આખાય દેશના નવજુવાનો તો સરકારને લડત આપવા માટે હણહણી ઊઠયા ઇ. સ. ૧૭૮૯ મા જ્યારે ફ્રાન્સમા સ્વાતન્ત્ર્યયુદ્ધ ફાટી નીકળ્યું ને સરકારનો અભેદ્ય ગણાતો બાસ્તિલનો કિલ્લો પડ્યો ત્યારે ઇગ્લન્ડના કવિ વર્ડ્ઝવર્થે ગાયું

Bliss it was on that happy day to Be alive
But to be young was very heaven.

(એ મંગલ દિવસે હયાત હોવું એ તો એક લહાવો હતો જ, પણ તે દિવસે યુવાન હોવું એ તો સ્વર્ગીય સુખ હતુ )

ભાવનગરનું વાતાવરણ ઠીક-ઠીક ગરમ થયુ પણ દક્ષિણામૂર્તિની ગરમી ઓર હતી. દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓ લડતમાં ઝપલાવવા એક પગે થઇ રહ્યા, શિક્ષકો એક પગે થઈ રહ્યા, ગૃહપતિઓ એકપગે થઈ રહ્યા. દિવસે ને રાતે, વર્ગમાં ને વર્ગની બહાર, જમતી વખતે ને રમતી વખતે એક જ વાત એક જ ચીત. આવે પ્રસંગે પૂર્વાપરનો વિચાર કરવો ને મનને સમતોલ રાખી નિર્ણય કરવો એ કેમ જાણે અપરાધ બની જાય છે.

પંદર સત્તર જેટલા મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માવતરની પરવાનગી મેળવીને સંસ્થામાથી છૂટા થયા ભાઈ ભાસ્કર ને મૂળશંકરે સંસ્થામાથી રાજીનામા આપ્યા; ને આખીય મંડળ પહોચી! વરમગામ

આ મંડળી રવાના થયા પછી અમે કાર્યકરોની એક બેઠ ગોઠવી. આ બેઠકમા ગિજુભાઇએ ધડાકો કર્યો : "અમારે લડ

તમાં જવું છે. સંસ્થા અમને લડતમાં મોકલે, જો સંસ્થા મોકલવા તૈયાર ન હોય તો અમે સૌ એટલે કે હું, તારાબેન, મોંઘીબેન વગેરે સંસ્થાની નીતિના વિરોધમાં રાજીનામાં આપીને છૂટા થશું " હવા ઘણી ગરમ હતી. સૌ કોઈને લડતમાં ઝંપલાવવાનું મન થાય એવો વખત હતો. આખરે મેં મક્કમતાથી જણાવ્યું : "જેને જવું હોય તે સંસ્થામાંથી છૂટા થઈને ખુશીથી જાય; સંસ્થા કોઈને મોકલી શકે તેમ નથી " અમે સૌ છૂટા પડયા. ગિજુભાઈ ને તારાબેન તળાજા મહાલમાં અક્ષરજ્ઞાનપ્રચાર માટે ઊપડયા

સીકાનો સત્યાગ્રહ તો ઊપડયો ! દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓએ વીરમગામની છાવણીમાં એક જાતની ભાત પાડી. દરરોજ વીરમગામથી અવનવા સમાચાર આવે અને દરરોજ દક્ષિણામૂર્તિની હવામાં નવી ગરમી પેદા થાય.

એવામાં એક દિવસે બપોરના બાર પર શ્રી મહાદેવભાઈનો તાર આવ્યો : "તમે પહેલી ગાડીમાં વીરમગામ પહોંચી જાઓ " મેં હરભાઈને વાત કરી, મિત્રોને વાત કરી; ગિજુભાઈ-તારાબેન તળાજા તરફ હતા તેમને બોલાવી લાવવા માણસો મોકલ્યા

રાતના ત્રણ વાગ્યે ગિજુભાઈ-તારાબેન આવી પહોંચ્યાં; રાતના સાડાત્રણ વાગ્યે અમે સભા ભરી; એ જ સભામાં મેં સંસ્થામાંથી રાજીનામું આપ્યું ને સવારે નવ વાગ્યે ઉપડતી મેલ ટ્રેનમાં હું વીરમગામ જવા માટે રવાના થયો

સ્ટેશને મને વળાવવા માટે મોટું મિત્રમંડળ એકઠું મળ્યું હતું. ગાડી ઊપડવાનો વખત થયો, ગાડી ઊપડવાના ડંકા

થયા, ગાર્ડે સીટી મારી એટલે હું સૌને વંદન કરી ડબ્બામાં દાખલ થયો. પણ ગાડી ઊપડી નહીં. ગાડીને ઊપડવાનો હુકમ અપાઈ ગયા પછી સર પ્રભાશંકર પટ્ટણીનો ટેલીફોન આવ્યો; 'ગાડીને રોકો હું આવું છું.'"

બે મિનિટે સર પ્રભાશંકર પટ્ટણી આવી પહોંચ્યા. તેઓ ફક્ત મને વિદાય આપવા માટે જ આવ્યા હતા. હું ડબ્બામાંથી ઊતરી તેમને પગે લાગ્યો. ને તેમણે મને ઘણા ભાવથી આશીર્વાદ આપ્યા. સર પ્રભાશંકર પટ્ટણી જેવો એક દેશી રાજ્યનો દીવાન સરકાર સામેની આવી લડતમાં જનાર મારા જેવાને વિદાય આપવા માટે ટ્રેનને રોકાવીને આવે એ વાતથી ભાવનગરનાં મારા કોંગ્રેસી મિત્રો ભારે આશ્ચર્યમાં પડી ગયા.

સાંજે ગાડી વીરમગામ પહોંચી. સ્ટેશન પર મને લેવા માટે મિત્રો હાજર હતા. એ સૌ મિત્રોની સાથે હું છાવણીમાં પહોંચ્યો અમારી છાવણીમાં આશરે પોણાબસો ભાઈ–બહેનો હતા. આ સૌ ભાઈ–બહેનોને ખવરાવવું પીવરાવવું તેમને, દરરોજ તેમનાં શરીર તેમ જ મન રોકાય એવું કામ પૂરું પાડવું, આ સૌ ભાઈબહેનોનો લડત માટેનો ઉત્સાહ જાગતો રાખવો, આ ભાઈબહેનોને દરરોજ સરકારના દમન સામે ધરવા, ઈજા થાય એટલે તેમની સારવાર કરવી, આ સૌ ભાઈબહેનોને છાવણીમાં હોય ત્યાં સુધી બાપુના નામને શોભાવે એવી રીતે રહે એવી યોજના કરવી, અને આવી વિકટ પરિસ્થિતીમાં સૌ ભાઈબહેનો શિસ્તનું પાલન કરે જ એવી તકેદારી રાખવી : આવાં આવાં કામોની ટ્રેનમાં બેઠાં બેઠાં મેં કલ્પના કરી અને એ કલ્પનાથી હું ગભરાઈ ઊઠયો. વીરમગામ છાવણીમાં પહોંચ્યો ત્યાં પોણાબસ્સો જેટલાં

ભાઈબહેનોનો આવકાર મને કેટલો વજનદાર લાગ્યો હશે ? પહેલા દિવસની પ્રાર્થનામાં જ મેં સૌ મિત્રો પાસે મારી મૂંઝવણ જાહેર કરીને મારા ભગીરથ કામમાં પ્રભુની દયા ને મિત્રોની સહાનુભૂતિ માગ્યાં; તરત જ મારું હૈયું હળવું થઈ ગયું.

આ છાવણીમાં કોણ કોણ હતા ? ચમનભાઈ વૈષ્ણવ, શંભુશંકર ત્રિવેદી, લક્ષ્મીશંકર પાઠક, ઉમાશંકર જોષી, આત્મારામ ભટ્ટ, માણેકલાલ પારેખ, જોરસિંહ કવિ, ડૉ. મુકુંદરાય જોષી, હેમુભાઈ રાજગોર, વજુભાઈ ચાતુર્વેદી, અને આજે જેમનાં નામો હોઠે ચડતાં નથી એવા કેટલાય નવ જુવાનો. આ ભાઈઓ ખરી રીતે તો પોતે જ એક સંસ્થા હતા અને કોઈ પણ સંસ્થાનું સંચાલન કરી શકે એટલા શક્તિશાળી હતા. આ બધા ચક્રવર્તી રાજાઓ જેવા મિત્રોને એક જ છાવણીમાં ગોઠવવા એ કામ મુશ્કેલ હતું; પણ મારા સદ્ભાગ્યે આ બધા જ મિત્રોએ મને સરદાર તરીકે નભાવ્યો એટલું જ નહીં પણ શોભાવ્યો અને અમારી છાવણીની કીર્તિને ચારે તરફ ફેલાવી. આ બધા પીઢ સેવકો ઉપરાંત અમારી છાવણીમાં દક્ષિણામૂર્તિની જે નાની મંડળી આવી હતી તેણે પણ મને ઘણો સંતોષ આપ્યો. આ મંડળીમાં ભાઈ જગજીવન ભાઈ વાડીલાલ, ભાઈ મહેન્દ્ર, ભાઈ વિનાયક, ભાઈ નાનાલાલ, અનિરુદ્ધ અને એવા વિદ્યાર્થીઓને હું ગણાવી શકું.

આ તો બધા મારા વિદ્યાર્થીઓ પણ વીરમગામની છાવણીનો ખરો આત્મા તો ચમનભાઈ વૈષ્ણવ. ચમનભાઈ વૈષ્ણવને ઝાલાવાડ બહારના લોકો ઓછા ઓળખે છે. સૌરાષ્ટ્ર-

વીર સેવક ફૂલચંદભાઈની .પાંખમાં જ એમણે હંમેશ કામ કર્યું છે. જન્મે ચમનભાઈ નાગર, પણ એમણે હરિજન થવાનું સ્વીકાર્યું. એ પોતે ગ્રેજ્યુએટ થયેલા ને ત્યાર પછી બાળકેળવણીનો શોખ થવાથી ગિજુભાઈ પાસે મોન્ટીસોરીનો અભ્યાસ કરવા દક્ષિણામૂર્તિમાં આવ્યા. દક્ષિણામૂર્તિમાંથી બાળકોના શિક્ષણની દીક્ષા લઈને ચમનભાઈ વઢવાણ ગયા અને ત્યાં જ તેમણે આસન વાળીને જીવનના અંત સુધી બાળશિક્ષણની ઉપાસના કર્યા કરી. એમના જેવા આદર્શ નિષ્ઠાવાળા કાર્યકરો બહુ ઓછા જોયા છે. ચમનભાઇ સાવ ઓછાબોલા, બોલે તે કરે જ એવા સંકલ્પવાળા ને કોઇ પણ જાતની ધમાલ વિના પોતાના કામને વળગી રહેનારા હતા. વીરમગામની છાવણીમાં પગ મૂક્યો તે દિવસથી માંડીને સરકારે એમને જેલમાં લઈ જવા માટે ઉઠાવ્યા ત્યાં સુધી ચમનભાઈએ મૂંગે મોઢે આખીય છાવણીનું સંચાલન કર્યું છે. તે છતાંય કોઈ દિવસ એ સંચાલનનો યશ માગ્યો તો નથી જ, પરંતુ ઈચ્છ્યો પણ નથી. વીરમગામમાં સરદાર તરીકેનો યશ મેં લીધો પણ સરદારનું ખરું કામ અને સરદારની ચિંતા તો ચમનભાઈએ જ સ્વેચ્છાથી સ્વીકાર્યાં હતાં. આવું જબ્બર આત્મવિલોપન સંભારું છું, ત્યારે આજે પણ તેમના ચરણમા મારું માથું ઝુકે છે.

દરરોજ કાઠિયાવાડથી મીઠું લાવવું, મીઠાને ત્રીજા વર્ગના ડબ્બામા સંતાડવું, ત્યાંથી સાબલી સ્ટેશને મીઠું ઉતારવું ને ત્યાથી હાથમાં અથવા ખભા પર થેલીઓમાં લઈને સૈનિકોએ દોડવું; પાછળ વરસાદમાં ઘોડેસવાર પોલીસોની દોડાદોડ, આગળ ઉઘાડે શરીરે મીઠું લઇને નાસતા સૈનિકો, માથે વરસાદ, દોડતાં દોડતાં વચ્ચે પોલીસની નજર ચુકાવવા માટે

મુન્સર તળાવમાં ડુબકી, ને વીરમગામમાં ઘેર ઘેર મીઠાન પડીકાનું વેચાણ; પાછળ ગારામાં ખૂંચતા, પલળતા, બંદૂકન ભારથી ત્રાસતા, સૈનિકોને તેમ જ સરકારને ગાળો ભાંડતા સિપાહીઓ! આ દૃશ્ય તો લગભગ રોજનું હતું.

આખરે સરકારે મને પકડ્યો ને ન્યાયાધીશે સજા ફરમાવી. મારી સાથે પકડાવામાં ભાઈ ભાસ્કર ને બીજા ત્રણચાર મિત્રો પણ હતા. અમને સૌને સાબરમતી જેલમાં લઈ ગયા. મને 'બી' કલાસ મળ્યો.

સાબરમતી જેલે મને જીવનનું નવું દર્શન કરાવ્યું. આજ સુધી જેલ વિષે જે કંઈ વાંચેલુ–સાંભળેલું તેથી જેલનું અમુક જાતનું ચિત્ર તો મારી પાસે હતું જ. પણ વીરમગામની કાચી જેલમાં એક દિવસ મને રાખ્યો ત્યારે પેશાબ કરવાનાં એનાં કાચાં માટલાં, સુવા માટેની ભેજવાળી ઓરડી, સિપાહીઓની ટકટક વગેરે અનુભવ્યાં એટલે સાબરતીની ઝાંખી તો મેં કરી લીધી હતી. પકડાયા તેને બીજે દિવસે સવારે અમને જેલને દરવાજે ખડા કર્યા. મોટો તોતિંગ દરવાજો, જાડા જાડા લોઢાના સળિયા, એનાં લોખંડી તાળાં, ભયંકર આંખવાળા એના ચોકીદારો આ દૃશ્ય જીવનમાં પહેલવહેલું જોયું પણ તરત જ એ પચી ગયું.

હું અંદર દાખલ થયો ત્યાં મારો સત્કાર કરવા માટે ઘણા ભાઈઓ હાજર હતાં. મને 'બી' કલાસ મળ્યો હતો; તેમાં અમે સૌ મળીને એંશી જણ હતા. અહીં મને મારા જેવા બીજા અનેક મિત્રો મળ્યા.

આ 'બી' કલાસ એટલે આ વોર્ડમાં અગાઉ સરદાર પટેલ

રહી ગયેલા અને તેમના પાટીદારી કટાક્ષોના અનેક સંભારણા મૂકી ગયેલા. એમાંનું એક સંભારણું એ કે અમારામાંના ઘણાખરા ભાઈઓ શરૂઆતના દિવસોમાં 'બી' કલાસના ખોરાકના હકદાર છતાં 'સી' કલાસનો ખોરાક લેતા હતા. સરકારે રાજકીય કેદીઓને 'એ' કલાસ, 'બી' કલાસ, 'સી' કલાસ એમ ત્રણ કલાસમાં વહેંચીને અમારી વચ્ચે ભેદો ઊભા કરવા માટે પ્રયત્ન કર્યો હતો. તેની સામે વિરોધ દર્શાવવા માટે 'એ' કલાસમાં આવેલા તેમ જ 'બી' કલાસમાં આવેલા અમે સૌ 'સી' કલાસનો ખોરાક જ લેતા. 'બી' કલાસના કેદીઓને દાળ, ભાત, રોટલી, શાક, દૂધ વગેરે મળે તે છતાં અમે જેલના સામાન્ય કેદીઓની માફક રોટલા ને દાળ અથવા રોટલાને શાક જ લેતા હતા પણ અમારો આ વિરોધ લાંબો વખત ટક્યો નહીં. અમે સૌ ધીમે ધીમે આ વિરોધમાંથી ખસવા લાગ્યા. અને છેવટે તો અમારા ૮૦ જણમાંથી માત્ર બે જ 'સી' કલાસનો ખોરાક લેવા માટે આગ્રહી રહ્યા. એક શ્રી મોરારજીભાઈ ને બીજો હું. અમે દરરોજ સવારે કાંજી લેતા, બપોરે રોટલા ને દાળ. સાંજે રોટલા ને શાક. અમે બંને ચાવીને ખાવાની ટેવવાળા અને રોટલો પણ ચાવતાં શીખવે એવો ઉસ્તાદ એટલે અમને જમતા પાકો અર્ધોપોણો કલાક થતો. અમને ઘરથી ચીજો મગાવવાની છૂટ હતી પણ અમે કશું ય મંગાવતા નહીં.

અમારું જેલ જીવન પચરંગી હતું. અમારા વૉર્ડનાં બે ભાગ હતા. એક ભાગને કાકાસાહેબના વખતથી "એરંડિયા બ્લોક" કહેવામાં આવતો હતો. હું અને મોરારજીભાઈ, વાલજીભાઈ દેસાઈ, મણિભાઈ ગાંધી, ચમનભાઈ વૈષ્ણવ અને

મોહનલાલ શુદ્ધકવિ; અમે બધા આ બ્લૉકમાં રહેતા બીજો બ્લૉક "આઝાદ બ્લૉક" કહેવાતો આ બ્લૉકને અમારા મિત્ર જાદવજીભાઈએ ઘણી પ્રસિદ્ધિ આપી હતી ભાઈ જાદવજી ભારે ઉસ્તાદ આદમી. જેલરને બીક દેખાડવા માટે 'સી' ક્લાસનો ખોરાક લે અથવા ઉપવાસ પર ઉતરે પણ તેમના ઓશીકામાં કાજુ, બદામ, પિસ્તાં વગેરે પડ્યા હોય

## ખંડ સાતમો

### ૧

અમે લડતમાંથી પાછા દક્ષિણામૂર્તિમાં આવ્યા તે થાકેલા સિપાહીઓ જેવા આવ્યા ન હતા દુનિયાનું નવું જે દર્શન દક્ષિણામૂર્તિમાં છેલ્લા વીશ વર્ષથી થયું હતું તેનાથી એક નવું જ દર્શન લઈને હું આવ્યો હતો એમ કહી શકાય. મેં ઈ. સ. ૧૯૦૨માં હરિજનના પ્રશ્ન અંગે દક્ષિણામૂર્તિના આદ્ય સ્થાપક શ્રીમાન નથુરામ શર્માની સામે બાથ ભીડવા જેવું કર્યું ત્યારે હું એ પ્રશ્નને મારી બુદ્ધિથી સમજી શક્યો હતો પણ એ પ્રશ્નથી મારું અંતર હલી ગયું ન હતું. એ જ રીતે ઈ સ. ૧૯૨૦ની સાલથી દેશના ગામડાઓ, ખાદી વગેરેની હું વાતો કરતો ત્યારે એ વાતો બુદ્ધિના પ્રદેશ પરથી થતી. પણ વીરમગામની લડત વખતે મને આપણા ગામડાઓનું અને ગામડાના માણસોનું થોડું ઘણું ભાન થયું, અને તેની સાથે સાથે એ ગામડાઓમાં દટાઈને પડેલી દેશની માનવતાનું પણ ભાન થયું. આ દર્શન જોઈએ તેટલું હાડમાં ઊતર્યું ન હતું છતાં ગામડાઓ માટે હું બને કાંઈ જ ન કરું

તો દક્ષિણામૂર્તિ જેવી સંસ્થા ચલાવવાનો મારા માટે કશો ય અર્થ નથી એવા એવા અસ્પષ્ટ વિચારો મનમાં ઘોળાવા લાગ્યા.

: ૨ :

લડત પૂરી થયા પછી અમે દક્ષિણામૂર્તિમાં બાળઅધ્યાપન મંદિર શરૂ કર્યું. મારી રીતે બાળઅધ્યાપન મંદિરનું કામ તો ઘણા વખતથી ચાલતું હતું, અને ચમનભાઈ વૈષ્ણવ આ અધ્યાપનમંદિરના સૌથી પહેલાં વિદ્યાર્થી હતાં; પણ અમે તો હવે રીતસર અધ્યાપન મંદિર શરૂ કર્યું અને થોડા વખતમાં એકીસાથે ઘણાં અધ્યાપનમંદિર શરૂ કર્યાં–બાલઅધ્યાપનમંદિર, માધ્યમિક શિક્ષણ અધ્યાપન-મંદિર, ડૉલ્ટન અધ્યાપનમંદિર, ગ્રામશિક્ષણ અધ્યાપનમંદિર વગેરે. આ ગ્રામશિક્ષણ અધ્યાપનમંદિરના પરિણામે અમે થોડા વખતમાં ચાર ગામડાઓમાં ચાર શાળાઓ શરૂ કરી: એક ભડીમાં, એક સરતાનપુરમાં, એક રાજપરામાં અને એક ભાવનગરમાં વાઘાવાડી તરફ કોળી લોકોના કૂબાઓમાં. મને પોતાને કોઈ કોઈ વખત આવી એકાદ શાળામાં બેસી જવાનો મનોરથ થઈ આવતો પણ દક્ષિણામૂર્તિનાં સૂક્ષ્મ બંધનો તોડવાની ઉગ્રતા તે વખતે મારામાં ન હતી: એટલે એ બધી શાળાઓનું નિરીક્ષણમાત્ર કરીને હું સંતોષ માનતો.

પણ ખરી રીતે આ શાળાઓ ગ્રામશાળાઓ હતી નહીં. અમારી સંસ્થાનું મોં ગામડાં તરફ પણ છે એમ મનને મનાવવા પુરતો જ અમે આ શાળાઓનો ઉપયોગ કર્યો છે. બાલમંદિરમાં કોઈ ખાસ મહેમાન આવે ત્યારે ગિજુભાઈ એને સરતાનપુર દેખાડવા લઈ જાય અને સરતાનપુરમાં

ચંદ્રશંકર યાજ્ઞિક રાતે દાંડિયારાસ ગોઠવે એટલે મહેમાન રાજી થાય. ગામની બહેનોને પણ અચ્છેર ગોળના ભાવમાં દાંડિયારાસ મોંઘા ન પડે. ભઠીના શિક્ષક ભડીથી ગધેડા પર બેસીને બાલમંદિરમાં આવે અને સૌને નવું કૌતુક જોવા મળે. ભડીના લોકોને ભડીનાં બોરનો બમણો ભાવ મળે એટલે એમને પણ એ ભાવની શાળા શી ખોટી ?

આ બધું હોવા છતાં દક્ષિણામૂર્તિએ ગામડાં તરફ પાયગી શરૂ કરી એમ તો કહેવું જ જોઈએ.

લગભગ આ અરસામાં ધંધુકાના સત્યાગ્રહની છાવણીમાંથી પરવારેલી એક મંડળી દક્ષિણામૂર્તિમાં એક માસ રહેવા માટે આવી. આ સૌ કાઠિયાવાડના નવલોહિયા જુવાનો હતા. એમણે ભીઠાના સત્યાગ્રહમાં પોતાનું હીર બતાવ્યું હતું અને કાઠિયાવાડની નવરચનાનાં સ્વપ્નાં રચતારચતા તેઓ દક્ષિણામૂર્તિમાં આવી ચડયા.

આ બધા ભાઈઓ તો આવ્યા ને ગયા પરંતુ તેઓ દક્ષિણામૂર્તિને બે કાર્યકરો તેમજ બે વિદ્યાર્થીઓ આપતા ગયા. બે કાર્યકરો તે આજના મનુભાઈ પંચોળી ને કાન્તિલાલ શાહ; બે વિદ્યાર્થીઓ તે રતિલાલ કોઠારી અને સદ્ગત ભાઈ નિરંજન. મનુભાઈ પંચોળીને અમે ગૃહપતિ નીમ્યા. એ દિવસોનો તેમનો મારો અનુભવ તો મીઠો જ હતો પણ હજી તો એ એમની રીતે પાકતા જતા હતા. મનુભાઈ અવારનવાર, વખતે કવખતે મને મળતા, વાતો કરતા, પૂછતા ને મને ધ્યાન દઈ ને સાંભળતા. કોઈ જુવાન કેમ જાણે મારા જીવનની ઉલટ સુલટ તપાસ કરતો હોય એમ મને ઘણી વાર થતું પણ મારે એવી તપાસથી ગભરાવાનું કશુંય કારણ

ન હતું. ઈ. સ. ૧૯૧૦માં દક્ષિણામૂર્તિની શરૂઆત કરી ત્યારથી તે આજ સુધી મેં મારા જીવનનો કોઈ ભાગ છુપાવવાનો પ્રયત્ન કર્યો હોય એમ મને યાદ નથી.

: ૩ :

દક્ષિણામૂર્તિની આર્થિક દશા અત્યારે તંગ થતી જતી હતી. દેશમાં ઉગ્ર વાતાવરણ ચાલતું હોય ત્યારે દક્ષિણામૂર્તિને દોઢિયું પણ કોણ આપે ? પૈસાની તંગીને કારણે અમે અમારી ગામડાંની શાળાઓ બંધ કરી, પગારો ઉપર સ્વેચ્છાથી કાપ મૂક્યો ને સાથે સાથે બીજાં ખર્ચો પણ કમી કર્યાં.

ઇ સ. ૧૯૩૫માં હું જાપાન ગયો ને આવ્યો. પાછો આવ્યો ત્યારે સિંગાપોર, મલાક્કા, પીનાંગ, રંગૂન વગેરે સ્થળોએ ફરતો આવ્યો; એટલે સંસ્થાને માટે પૈસા પણ મળ્યા. જાપાનથી પાછા ફરીને મેં જાપાનની કેળવણી વિષે દક્ષિણામૂર્તિમાં થોડા વ્યાખ્યાનો આપ્યાં.

જાપાનથી પાછો આવ્યો ત્યાર પછી અમે સૌ હરિપુરા કોંગ્રેસમા ગયાં. સામાન્ય રીતે હું કોંગ્રેસના અધિવેશનમાં જતો નહીં પણ હરિપુરા ગયો એ બાપુ અને સરદારના આકર્ષણથી. હરિપુરામાં દક્ષિણામૂર્તિની ટુકડી જુગતરામભાઈની સરદારી તળે સફાઇના કામમાં રહી હતી. ત્યાં અમે દક્ષિણામૂર્તિને શોભાવી એમ મારે કહેવું જોઇએ. હું પોતે હરિપુરાના રસોડામાં જોડાયો અને ત્યાં રવિશંકરદાદાની હૂંફમાં રહીને મોટી દક્ષિણામૂર્તિનું રસોડું ચલાવ્યું.

ઈ. સ. ૧૯૩૨ થી ૩૫ના ગાળામાં દક્ષિણામૂર્તિ સંસ્થા અંદરના કંકાસથી સળગી રહી હતી. ગિજુભાઈ ને હરભાઈ ને મારી સાથે મેળ ન હતો, તેમ અંદરોઅંદર પણ મેળ ન હતો. અમે સૌએ સંસ્થામાં અમારા અખાડા જમાવ્યા. મારે પોતાને અખાડો ન હતો કારણ કે નિમાયક તરીકે મારી ફોજમાં એક જેઠાલાલ ને બીજો કારકુન. હરભાઈ તેમ જ ગિજુભાઈ એ બન્નેની ફોજો મોટી હતી. તેમની મહત્ત્વાકાંક્ષા પણ મોટી હતી અને બન્નેનાં શસ્ત્રો પણ દરરોજ સજાવેલાં હોય એવાં રહેતાં.

અમારા આ કંકાસની વિગતોમાં ઊતરવામાં મને રસ નથી. એ કંકાસે દક્ષિણામૂર્તિ સંસ્થાને પોલી કરી નાખી એનું મને દુ:ખ છે. ऊर्ध्ववाहुर्विरौम्येष : જેવી મારી દશા હતી. મને દક્ષિણામૂર્તિના વિનાશનાં ચિહ્નો દેખાતાં હતાં; પણ આ વિનાશનાં ચિહ્નો છે એમ કહેવા છતાં આખી ય સંસ્થામાં કોઈ તે માનવા તૈયાર ન હતું. બાલમંદિર તેમ જ અધ્યાપનમંદિરને શાસ્ત્રીય બાળશિક્ષણનો કેફ ચડ્યો ને વિનયમંદિરને માનસશાસ્ત્રના પોથીજ્ઞાનનો કેફ ચડ્યો. આ કેફમાં અમે સૌ માનવતાનું પરમ જીવનશાસ્ત્ર ચૂકી ગયા.

: ૪ :

*ઈ. સ. ૧૯૩૬ની સાલમાં ગિજુભાઈના આજીવનસભ્યપદને વીશ વર્ષ પૂરાં થયાં અને તેમણે નિયમ પ્રમાણે છૂટા થવાની માગણી કરી. અમે લોકોએ તેમને ચાલુ રહેવા માટે આગ્રહ*

કર્યો પણ એમણે છૂટા થવાનો નિર્ણય રાખ્યો એટલે સંસ્થાએ તેમને છૂટા કર્યા–માસિક રૂા. ૫૦ ના નિવૃત્તિવેતન સાથે. એમનો વિચાર અહીંથી છૂટા થઈ ને રાજકોટમાં એક અધ્યાપનમંદિર કાઢવાનો હતો. એમના આ પ્રયોગને તેમના મિત્ર શ્રી પોપટલાલ ચુડગરનો ટેકો હતો.

: ૫ :

દરમિયાન મારું મન વધારે વધારે અસ્વસ્થ થતું જતું હતું. દક્ષિણામૂર્તિમાં છેલ્લે છેલ્લે બનેલા કેટલાક બનાવોએ મારી મમતાને લગભગ હડસેલી પાડી હતી, હું દક્ષિણામૂર્તિમાથી છૂટવાનો માર્ગ શોધતો હતો. કયા વિચારથી મેં ઈ. સ. ૧૯૧૦માં સંસ્થાની શરૂઆત કરી, કયા વર્ગને માટે મેં કૉલેજ છોડી અને આજે કયા વર્ગ માટે હું સંસ્થા ચલાવી રહ્યો છું અને મિત્રોની સાથે કઈ સાધના કરી રહ્યો છું — આ બધા વિચારો મારા મનને અસ્વસ્થ કરી રહ્યા હતા.

એ વખતે બાપુએ પોતાની પાયાની કેળવણીની યોજના દેશ પાસે રજૂ કરી અને કેળવણીને ગામડામાં લઈ જવાની હાકલ કરી.

મને તો "ભાવતું હતું ને વૈદે બતાવ્યું" એવું થયું. મારું મન ભાવનગર દક્ષિણામૂર્તિમાંથી ઊઠી ગયું હતું પણ હજીય દક્ષિણામૂર્તિ સંસ્થા જીવવી જોઇએ એ મારી મમતા મેં

છોડી ન હતી. મેં દક્ષિણામૂર્તિ સંસ્થાને ગામડામાં ફેરવવાની વાત મિત્રો પાસે મૂકી. એક વખત તો સૌ મિત્રોએ એકઠા મળીને ચર્ચા પણ કરી અને ગામડામાં જવું જોઈએ એ વાતનો સૌએ સ્વીકાર કર્યો. પણ અમારામાંથી એક પણ મિત્ર ગામડામાં આવવા તૈયાર ન થયો. હવે શું થાય ? દક્ષિણામૂર્તિ સંસ્થા તળ ભાવનગરમા ચાલે છે તેમ જ ભલે ચાલે પણ દક્ષિણામૂર્તિ ગામડામાં પણ એક ભાગ ખોલે અને મારે પોતે ગામડામાં જઈને એ ભાગનું સુકાન સંભાળવું એવો મધ્યમમાર્ગ મારે કાઢવો પડયો.

ત્યાર પછી ઇ. સ. ૧૯૩૮ના જેઠ સુદિ પૂનમના રોજ દક્ષિણામૂર્તિના એક ભાગ તરીકે અમે આંબલામાં પ્રાથમિક શાળા શરૂ કરી. દરબાર સાહેબ ગોપાળદાસને હાથે આંબલાનું મુહૂર્ત કર્યું અને તે વખતના કેળવણી ખાતાના ઉપરી શ્રી ગજાનન ભટે અમને આશીર્વાદ આપ્યા

ગ્રામદક્ષિણામૂર્તિ આ રીતે એક વર્ષ દક્ષિણામૂર્તિના ભાગ તરીકે ચાલી. હુ પોતે આંબલા રહેવા લાગ્યો ને હરભાઈ ભાવનગરમાં દક્ષિણામૂર્તિના નિયામક તરીકે કામ કરવા લાગ્યા.

પછીથી હરભાઈએ રાજીનામું આપ્યું અને તેઓ સંસ્થામાંથી છૂટા થયા. હરભાઈ રાજીનામું આપે એટલે ભાવનગરની દક્ષિણામૂર્તિનું શું કરવું ? ભાવનગરની જવાબદારી લેવા કોઇ પણ તૈયાર ન થયું એટલે ભાવનગરની સંસ્થા બંધ કરવી એ વિચાર સ્વાભાવિક રીતે ઊભો થયો.

પણ આ બધું ઉપરથી દેખાય છે તેવું ન હતું. અમારી સૌની અંદરોઅંદર અનેક નાનાંમોટાં ચક્રો ગતિમાન થઇ ગયાં હતાં. ભાવનગરના વિભાગો બંધ થાય અને એકલું આંબલાનું જ કામ ચાલે તો ભાવનગરની આ મોટી છ આઠ લાખની મિલકત આંબલા લઈ જાય! કાયદાની રીતે તો એમ જ બને અને સહેજે મારા ભલભલા મિત્રોને પણ મારા અંતિમ હેતુ પર અવિશ્વાસ ઉભો થયો. આ બધી નાનાભાઇની રમતો તો ન હોય? મારા વ્યવહારદક્ષ મિત્રોનો આ તર્ક ઠીક ઠીક ચેપી બન્યો અને હવામાં મારી દાનત વિષે શંકા ઉભી થઈ. હું ખૂબ જ અકળાયો. આજે પણ એ દિવસો યાદ કરું છું ત્યારે આંખે કેમ જાણે અંધારા આવે છે. મારા માટે બીજો માર્ગ ન રહ્યો. મેં પોતે જ આંબલાની સંસ્થાને દક્ષિણામૂર્તિથી છૂટી કરવાની દરખાસ્ત મૂકી અને સૌ મિત્રોએ તેને હર્ષથી વધાવી લીધી. ભરસભામાં મેં ટાઢા આવેશમાં જાહેર કર્યું, "દક્ષિણામૂર્તિની મિલકતની એક પાઈ પણ મારે શિવનિર્માલ્ય છે."

હું સભામાંથી ઘેર આવ્યો. સભા છોડી ત્યાર પછી હું પ્રસન્નતા લઈને ઘેર આવ્યો કે કેમ તે અત્યારે યાદ નથી; પણ આવીને મેં બાબુની બાને બધી વાત કરી ત્યારે તે તરત જ બોલી, "સારું થયું આપણે છૂટયા; છેલ્લા ચારપાંચ વર્ષોથી તો રાંધ્યા ધાન ચૂલા પર રહ્યાં છે.

જીવતરનો એક મહાકાંડ પૂરો થયો. મારા આ કાંડ માટે ઈશ્વરના દરબારમાં જઈશ ત્યારે મારો કેવો ન્યાય થશે તેની શી ખબર પડે? પણ એક કૉલેજના પ્રોફેસરમાંથી

ગામડાનો મહેતાજી થઈ શક્યો એ સદ્ભાગ્ય દક્ષિણામૂર્તિને આભારી છે.

મારી આ કથા ઈ. સ. ૧૯૩૮–૩૯નાં વર્ષો સુધીમાં પૂરી થાય છે. ત્યાર પછી લગભગ વીશ વરસો વહી ગયાં છે; હજી બીજાં કેટલાં વહેશે, તે તો ભગવાન જાણે!

હું ભાવનગરથી આંબલા આવ્યો અને આંબલાથી સણોસરા આવ્યો એ બધી પ્રવૃત્તિઓ અને કથા વિષે હું આજે તો મૌન સેવું એ જ બરાબર છે. હું આ બધા પ્રસંગોની એટલો બધો નજીક છું કે તેમને તટસ્થ રીતે અવલોકવાનો અને મૂલવવાનો દાવો આજે કરી ન શકું.

ભગવાનની ઇચ્છા હશે તો ભવિષ્યમાં કોઈ ભાઈબહેન મારા જીવનનાં આ પાછળનાં વરસોનો ખ્યાલ સમાજને આપશે મારે પણ કવિના શબ્દોમાં उत्पत्स्यते मम तु कोऽपि समानधर्मा । એવી શ્રદ્ધાથી વિરમવું ઘટે છે

  

# શ્રી મનુભાઇ પંચોળી (દર્શક)નાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ કલ્યાણ યાત્રા ... | અપ્રાપ્ય |
| ૨ બંધન અને મુક્તિ .... | ૪–૨૫ |
| ૩ દીપનિર્વાણ .... | ૬–૦૦ |
| ૪ બંદીઘર .... | અપ્રાપ્ય |
| ૫ પ્રેમ અને પૂજા ... | ૭–૦૦ |
| ૬ ઝેર તો પીધાં છે જાણી જાણી ભા–૧ | ૫–૦૦ |
| ૭ ઝેર તો પીધાં છે જાણી જાણી ભા–૨ | ૫–૦૦ |
| ૮ ગ્રીસ ભાગ–૧ }<br>૯ ગ્રીસ ભાગ–૨ } | ૩–૫૦ |
| ૧૦ રોમ... | ૨–૦૦ |
| ૧૧ સત્તાવન અને જલિયાંવાલા | અપ્રાપ્ય |
| ૧૨ બે વિચારધારા .. | ૩–૨૫ |
| ૧૩ આપણો વારસો અને વૈભવ | ૩–૫૦ |
| ૧૪ ત્રિવેણીતીર્થ ...... | ૩–૦૦ |
| ૧૫ મંગલ કથાઓ ... | ૦–૮૦ |
| ૧૬ ભગવાન બુદ્ધ ને તેનો ધર્મસંદેશ | ૦–૭૫ |
| ૧૭ ધર્મચક્રપ્રવર્તન... | ૧–૦૦ |
| ૧૮ નઈતાલીમ અને નવવિધાન ભા–૧ }<br>૧૯ ,, ,, ભા–૨ } | ૪–૫૦ |
| ૨૦ માનવકુલકથા ... | ૧–૭૫ |
| ૨૧ પરિત્રાણ ( નાટક ) | ૨–૫૦ |

ગામડાનો મહેતાજી થઈ શકયો એ સદ્ભાગ્ય દક્ષિણામૂર્તિને આભારી છે.

મારી આ કથા ઈ. સ ૧૯૩૮–૩૯ના વર્ષો સુધીમાં પૂરી થાય છે. ત્યાર પછી લગભગ વીશ વરસો વહી ગયાં છે; હજી બીજાં કેટલાં વહેશે, તે તો ભગવાન જાણે !

હું ભાવનગરથી આંબલા આવ્યો અને આંબલાથી સણોસરા આવ્યો એ બધી પ્રવૃત્તિઓ અને કથા વિષે હું આજે તો મૌન સેવું એ જ બરાબર છે. હું આ બધા પ્રસંગોની એટલો બધો નજીક છું કે તેમને તટસ્થ રીતે અવલોકવાનો અને મૂલવવાનો દાવો આજે કરી ન શકું.

ભગવાનની ઇચ્છા હશે તો ભવિષ્યમાં કોઈ ભાઇબહેન મારા જીવનના આ પાછળના વરસોનો ખ્યાલ સમાજને આપશે. મારે પણ કવિના શબ્દોમાં **उत्पत्स्यते मम तु कोऽपि समानधर्मा** । એવી શ્રદ્ધાથી વિરમવું ઘટે છે

  

## : સર્વોદય સહકારી પ્રકાશન સંઘના પુસ્તકો :

### નાનાભાઈ ભટનાં પુસ્તકો

| | |
|---|---|
| લોકભારત ૧ થી ૧૨ નો સેટ | ૫–૦૦ |
| લોકરામાયણ ૧ થી ૬ નો સેટ | ૪–૭૫ |
| દૃષ્ટાંત કથાઓ ભા. ૧–૨ | છપાય છે |
| પથારીમાં પડ્યાં પડ્યાં | ૨–૦૦ |
| બે ઉપનિષદો | ૧–૨૫ |

### મનુભાઈ પંચોળી દર્શક(નાં) પુસ્તકો

| | |
|---|---|
| દીપનિર્વાણ ( નવલકથા ) | ૬–૦૦ |
| ઝેર તો પીધા છે જાણી જાણી ભા. ૧–૨ | ૧૦–૦૦ |
| ત્રિવેણીતીર્થ | ૩–૦૦ |
| માનવકુળ કથા | ૧–૭૫ |
| નાનાભાઈ ( જીવનચરિત્ર ) મૂળશંકર મો. ભટ સાથે | ૧–૨૫ |

### અન્ય લેખકો

| | | |
|---|---|---|
| ગાધીબાપુ ભા. ૧–૨ | રામનારાયણ પાઠક | ૯–૦૦ |
| દીઠું મેં ગામડુ | જયા રતુભાઈ અદાણી | ૨–૫૦ |
| પદ્માને તીરે (નવલકથા) | હુમાયું કબીર | ૪–૨૫ |
| શિક્ષણસાધના | ક્ષિતિમોહનસેન | ૧–૭૫ |